નાગરમોથ; સરસડાની અંતરછાલ; ખેરની છાલ; અર્જુન વૃક્ષ-સાદડની છાલ; એ બારે ઔષધો દશ દશ પલ; અજમો; કડાછાલ; રતાંજળી; ગળો; કડુ અને ચિત્રો એ છએ ઔષધો આઠ આઠ પલ; એ રીતે એ છએ ઔષધોને લઇ તેમને અધકચરાં કરી ૨૫ શેર પાણીની અંદર ઉકાળી આઠ ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવાં, એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અંદર આવેલો ઉભરો ઉતરી જઇને તે ટાઢો થાય ત્યારે તેની અંદર ધાવડીનાં ફુલ તોલા ૧૪; મધ શેર ૩૦; સુંઠ, મરી; પીંપર એ ત્રણે ઔષધો મળીને તોલા ૮; તજ; તમાલપત્ર અને એલચી એ ત્રણે મળીને તોલા ૧૬; ધઉંલા તોલા ૧૬; અને નાગકેસર તોલા ૮ લઇ પછી એ દશે ઔષધોમાંથી મધને જુદું કાઢી લઇને બાકીનાં નવ ઔષધોનું બારીક ચુર્ણ કરવું. એ ચુર્ણ મધ સાથે નાંખી તે સર્વ ઔષધોને મિશ્ર કરી ઘીના રીઢા માટલામાં નાંખી તેનું મોં કપડછન્દર્થી બંધ કરી તે દવાને એક માસ સુધી તેની અંદર રાખવી. એ રીતે એક માસ પછી આ દેવદાર્વારિષ્ટ પીવાથી ગમે તેવા પ્રમેહ; વાતરોગ. ગ્રહણી, અર્શ મુત્રકચ્છ કંડુ અને કુષ્ટ મટે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે રતલ ૧ ની બા.ની કીં રૂ.૨॥

બબુલારિષ્ટ—બાવળની અંતરછાલ શેર ૨૦ લાવી અધકચરી કરી ચાર દ્રોણ પાણીની અંદર ઉકાળી એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી; આ ગાળી લીધેલો કાઢો ટાઢો થાય ત્યાર પછી તેની અંદર ગોળ શેર ૪૦, ધાવડીનાં ફુલ તોલા ૬૪; લીંડીપીંપર તો. ૮ જાયફળ; ચણકબાબ; એલચી; તજ; તમાલ પત્ર; નાગકેસર, લવીંગ; અને મરી એ આઠે ઔષધો ચાર તોલા લઇ પછી એ અગીઆર ઔષધોમાંથી ગોળને જુદો કાઢી લઇને, બાકીના દશે ઔષધોનું બારીક ચુર્ણ કરવું, એ ચુર્ણ ગોળ સાથે

---

નાંખીને તે સર્વ ઔષધોને મિશ્ર કરી માટલામાં નાંખી તેનું કપડ-છન્દથી મોં બંધ કરી તે દવાને એક માસ સુધી રાખી મુકી પછી ઉપયોગમાં લેવી; એ રીતે તૈયાર કરેલો આ બબુલારિષ્ટ. ક્ષય કુષ્ટ અતિસાર; પ્રમેહા શ્વાસ; અને કામ મટાડે છે. (શા, સં)

રોહિતકારિષ્ટ—રગતરોહીડાની અંતરછાલ શેર ૧૦ લઈ અધ-કુચરી કરીને તેનો ૧૨।। શેર પાણીમા ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી એ ગાળી લીધેલા પાણીની અંદર ગોળ તો ૮૦૦; ધાવડીનાં પુલ તો ૬૪ લીડીપીંપર પીંપરીમુ-ળના ગંઠોડા ચવક ચીત્રો સુંઠ તજ તમાલપત્ર એલચી હરડાં બેહડાં અને આંબળાં એ અગીઆરે ઓષધોનું બારીક ચુર્ણ કરવું એ ચુર્ણ ગોળ સાથે નાંખી તે સર્વ ઔષધોને મિશ્ર કરી માટલામાં નાંખી તેનું મોઢું કપડછંદથી બંધ કરી તે દવાને એક માસ સુધી રાખવી, પછી ઉપયોગમાં લેવાથી સંગ્રહણી; પાંડુરોગ; પ્લીહા, હર્ષ; હૃદરોગ; ગુલ્મ; ઉદરરોગ; કુષ્ટ અને શોફ તથા અરૂચી મટે છે, (શા. સ.)

વિડંગારીસ્ટ—વાવડીંગ, પીંપળીમુળના ગંઠોડા; રાસ્ના; કડા-છાલ; ઈંદ્રજવ; કાળીપાટ; એલવાલુક નામે સુગન્ધી પદાર્થ અને આંબળાં; એ આઠે ઔષધો પાંચ પાંચ પલ લઇ તેમને અધકચરાં કરી; આઠ દ્રોણ પાણીની અંદર ઉકાળવાં અને એક દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અંદર આવેલો ઉભરો ઉતરીને ટાઢો થાય ત્યારે તેની અદર મદ તોલા ૧૨૦૦ નાંખવું; પછી ધાવડીનાં ફુલ ૨૦ પલ; તજ, તમાલપત્ર, અને એલચી એ ત્રણે ઔષધો મળીને તોલા ૮, ઘઉંલા; કાંચનાર, ચંપાકાડી; અને લોદર એ ત્રણે ઔષધો ચચાર તોલા; સુંઠ; મરી, અને લીંડીપીંપર એ ત્રણે ઔષધો મળીને તોલા ૩૨ એ રીતે સર્વ ઔષધો લઇ તેનું ચુર્ણ કરી એ ચુર્ણને

પણ ઉપરના પ્રવાહી પદાર્થોની સાથે મિશ્ર કરીને પછી તે સર્વે પદાર્થોને ઘીના રીઢા માટલાની અંદર નાંખી તેનું મોં કપડછંદથી બંધ કરી તે દવાને એક માસ સુધી તેની અંદર રાખવી તે પછી પીવાથી ઘણો વધેલો વિદ્રધિ, ઉરૂસ્તંભ, પથરી, પ્રમેહ, વાત, ભગંદર, ગન્ડમાળા અને પક્ષાઘાત મટે છે. (શા-સં)

## પ્રકરણ ૧૧

### પાક

આસંધપાક—આસંધ તોલા ૪૦, સુંઠ તોલા ૨૦, પીંપર તોલા ૧૦, મરી તોલા ૪, તેનું ચુર્ણ કરવું, ગાયનું દુધ શેર ૫ તેમાં ઉપલી ચાર વસ્તુનું ચુર્ણ ધીમા તાપથી ઉકાળી માવો કરવો; પછી તેમાં થોડે થોડે કરીને ઘી સેર ૫ નાંખવું, મદ તાપ આપવો અને હલાવવું એટલે દાણો પડશે, તે ચુલેથી ઉતારી લેવો, પછી સાકર શેર ૧૨ ની ચાસણી કરવી, ચાસણી થાય એટલે તેમાં ઉપલો દાણો તથા નિચેની વસ્તુઓનું ઝીણું ચુર્ણ નાંખવું તજ તોલો ૪, તમાલપત્ર તોલા ૪, એલચી તોલા ૪, પીંપરી મુળ, જીરૂ, લવીંગ, અગર, વાળો ચિત્રકમુળ, સુખડ, ટોપરૂ, કમળ; રૂમીમસ્તકી, વાંસકપુર, આંબળાં; ખેરસાર; કપુર, ધમાસો, સારોડી, આસંધ, સતાવરી, ભાંગ દરેક તોલા ૦॥ પછી એક ત્રાસકને ઘી ચોપડી તેમાં ઠારી ચોસલાં પાડવાં, માત્રા તોલા ૨॥ થી ૫; મંદાગ્નને દુર કરી પુષ્ઠિ આપે છે, મગજને સુધારે છે. (વૈ.સા.શા.)

કામવર્ધક મોદક—એખરો, ગોખ્રૂ, બળદાણા, ધોળીમુસળી, કૌચા, આસંધ, જેઠીમધ, શતાવરી, એ સર્વે સરખે ભાગે મળી શેર

૨ લઇ તેનું બારીક ચુર્ણ કરીને આઠઘણા દુધમાં ઉકાળી માવો કરવો, માવો થાય ત્યારે તેમાં ઘી શેર ૨ નાંખી દાણો પાડવો, દાણાથીબમણી સાકરની ચાસણી પાક જેવી કરવી, પછી તેમાં કુટી નાંખી હલાવી નિચે ઉતારી તેના પાંચ પાંચ રૂપીઆભારના લાડુ વાળવા અને તે તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, બદામ, ચારોળી થોડાં થોડાં નાંખવાં માત્રા તોલા ૫ થી ૧૦, વિર્યની વૃદ્ધિ કરી શરીરમાં તાકાત આપે છે.

કુષ્માંડખંડ પાક—ભૂરાકોળાનો રસ તોલા ૪૦૦, ગાયનું દુધ તોલા ૪૦૦, આંબળાનું ચુર્ણ તોલા ૩૨, એ ત્રણેને ધિમા તાપથી પકાવી સાકર તોલા ૭૨ નાંખી પાક તૈયાર કરવો માત્રા તોલા ૨॥ થી ૫ અમ્લપીત મટે છે, (વ.સં)

કૌચાં પાક—કૌચાંને પાણીમાં કે દુધમાં ઉકાળી ફોતરાં ઉતારી નાંખી અંદરના ગોળા ( મીંજ ) લેવા તે તોલા ૧૨૮ તેને સુકવી ચુર્ણ કરવું તે ચુર્ણને બમણા દુધમાં ઉકાળી માવો કરવો; માવામાં ઘી શેર ૩ થી ૪ નાંખીને તેનો દાણો પાડવો; પછી સર્વના વજન જેટલી સાકરની ચાસણી કરીને તેમાં ઉપલા દાણો તથા નિચેની વસ્તુઓનુ ચુર્ણ નાંખવુ, કેસર, તજ, તમાલપત્ર, એલચી, પીપર; સુંઠ લવીંગ, અગર, જાવંત્રી, જાયફળ, અકલકરો, કંકોળ, સમદરશોષનાં બી. અજમો, મુશળી, હરડે એ દરેક તાલો ૨ અને કપુર તોલા ૦। રસસિંદુર, નાગભષ્મ, વિગેરે માત્રાઓ જરૂર જણાય તો નાંખવી. માત્રા તો. ૧ થી ૨॥ કામેચ્છા ધાતુ, બળ તથા બુદ્ધિને વધારે. વાજીકરણ કરે, ધાતુ ક્ષય તથા બહુમુત્રતા, જુનો પ્રમેહ, ક્ષય તથા ક્ષીણતાને મટાડે છે

કંદર્પ પાક—ધોળી ડુંગરીના કાંદા તોલા ૨૦, દુધ શેર ૨થી શેર ૧, મધ તોલા ૯; સાકર શેર ૨, તજ તથા જાયફળ અર્ધ તોલો

લવીંગ; કેશર, જાવંત્રી, અરધો અરધો તોલો, શુદ્ધ તામ્રભસ્મ તોલો ા, કાૈચબીજ તોલા ૪ાા, માવો તોલા ૧૦ એ સર્વેનો પાક તૈયાર કરવો, માત્રા તોલા ૨ાા, નપુંષકપણું મટાડી પુરૂષાતન આપે છે.

**ખંડકુષ્માંડ પાક**—ભુરાકોળાનો ગરભ તોલા ૭૨ લઇ તેને પાણી તોલા ૬૪ માં અરધું પાણી બળી જાય ત્યારે કપડાથી નીચોવી પાણી ગાળી લેવું અને ગરભને ઘી તોલા ૧૦ માં શેકી રાખવો પછી કોળાના નીચોવી કાઢેલા પાણીમાં ૧ાા શેર સાકરની ચાસણી થાય ત્યારે તેમાં ઘીમાં શેકેલ કોળું નાંખવું, પછી નીચે ઉતારી તેમાં મોથ, આંબળાં, વાંસકપુર, ભારંગી, તજ, તમાલપત્ર, એલચી દરેક તોલો ા; સુંઠ; ધાણા, મરી, દરેક તોલો ૧, અને પીંપર તોલા ૪નું ચુરણ નાંખવુ માત્રા તોલા ૨ાા થી ૫. રકતપીત્ત, પીત્તજવર, તરસ; દાહ; પ્રદર; કૃષતા, ઉલટી ઉધરસ, શ્વાસ, સ્વરભેદ; ક્ષય; વધરાવળ વિગેરેને મટાડે છે. ધાતુપુષ્ટ કરી બળને વધારે છે.

**ચોપચીની પાક**—ચોપચીની તોલા ૪૮; પીંપર; પીંપરીમુળ મરી; સુંઠ, તજ; અકલગરો, લવીંગ એ દરેક તોલા ૧, બધાનું વસ્ત્રગાળ ચુરણ કરી સાકર શેર ૧ાા ની ચાસણી કરી તેમાં નાંખી પાક કરવો. માત્રા તોલા ૨ાા; ઉપદંશ; ફીરંગ; પ્રમેહ વરણ અને ભગંદર મટે છે. ( નિ-૨)

**જીરાપાક**—જીરૂ ખાંડેલ શેર ૧ તેનો દુધ શેર ૪ માં માવો કરવો. તે માવાને ઘીમાં શેકી દાણો પાડવો; સાકર શેર ૨ની ચાસણી કરી તેમાં તજ; તમાલપત્ર; એલચી; નાગકેશર; પીંપર; સુંઠ; જીરૂ; મોથ, વાળો; દાડમની છાલ; રસાંજન; ધાણા; હળદર; સાલન; વંશલોચન; તપખીર એ દરેક તોલા ૨ નું ચુર્ણ તથા ઉપલો દાણો ચાસણીમાં નાંખી પાક કરવો. માત્ર તોલા ૫, પ્રદર; રકતપીત; મોઢાનો રોગ. પ્રમેહ; પથરી; જીર્ણજવર, દાહ; પીનસ અને અર્શ રોગ મટે છે. (નિ-૨)

---

**પીપરપાક**—પીપરનું ચુર્ણ તોલા ૬૪; ચારગણા દુધમાં ઉકાળી માવો કરવો તે માવાને ઘી તોલા ૨૫૬ માં દાણો ધીમા તાપથી પાડવો; સાકર તોલા ૨૫૬ ની ચાસણી પાક જેવી કરી તેમાં ઉપરનો દાણો તથા તજ, તમાલપત્ર; નાગકેશર, એલચી દરેક તોલા ૪ નું ચુર્ણ, તથા બદામ અને ઘી મરજી પ્રમાણે નાંખવું. માત્રા તોલા ૧ થી ૨; અનુપાન દુધ. ધાતુગત, જ્વર, જીર્ણજ્વર; ઉધરસ; દમ; પાંડુ; ધાતુ ક્ષય; મંદાગ્નિ મટાડે છે. [નિ-૨)

**બદામપાક**—બદામનાં મીંજ તોલા ૨૦; માવો તોલા ૧૦; મુગલાઇબેદાણા તોલા ૪, લવીંગ, જાયફળ, જાવંત્રી, કેસર; વાંસકપુર કમળકાકડી દરેક તો. ૦ાા; એલચી, તજ, તમાલપત્ર; નાગકેશર, દરેક તોલા ૧; સાકર શેર ૨ાા, ઘી તોલા ૨૦, બદામનું ચુર્ણ તથા માવાને ઘીમાં શેકી દાણો પાડવો અને બાકીની સર્વ વસ્તુનુ બારીક ચુર્ણ કરવું. સાકરની ચાસણી કરી તેમાં ઉપરની સર્વ વસ્તુઓ નાંખવી તથા અભ્રક ભસ્મ તોલા ૦ાા, બંગભસ્મ તો. ૦ા સુવર્ણમાક્ષિકભષ્મ તોલો ૦ાાા, પ્રવાલભસ્મ, તો. ૦ાા એ સર્વ ભષ્મોમાંથી ઇચ્છા હોય તે પ્રમાણે નાંખવી, માત્રા તો. ૧ થી ૨ાા; વિર્યવૃદ્ધિ; પુષ્ટિ તથા તાવમાંથી ગયેલી શકિત માટે આ પાક સારો છે,

**મેથીપાક**—મેથીદાણા તોલા ૧૦, સુંઠ તોલા ૧૦ બંનેનું ચુર્ણ કરી દુધ શેર ૫માં રાંધી માવો તૈયાર થાય એટલે તેમાં ઘી નાંખતા જવું અને હલાવતા જવું. છુટો દાણો પડેથી તે કાઢી લેવો પછી સાકર શેર ૨ ની ચાસણી કરી તેમાં ઉપલો દાણો નાંખવો, તેમજ પીંપર; સુંઠ, પીપરીમુળ; અજમોદ, ધાણા; જીરૂં; વરીયાળી, જાયફળ; કચોરો; તજ, તમાલપત્ર અને મોથ એ દરેક તોલા ૪ લઇ તેનું ચુર્ણ કરી તેમાં નાંખવું. અને તેના લાડુ બનાવવા. માત્રા તોલા

૫; આમવાત, સર્વવાતરોગ; સ્ત્રીઓના સુવાવડના વાતરોગમાં અપાય છે.

**સાલમપાક**--સાલમ તો. ૨૦; તેના ચુર્ણને દુધ તો. ૧૨૮૦ માં ઉકાળી પુષ્કળ ઘી નાંખીને દાણો પાડવો. તે દાણાના વજન જેટલી સાકર અથવા ઇચ્છા હોય તો મીઠી સાકરની ચાસણી કરવી. અને તેમાં દાણો નાંખી પાક કરવો અને પછી મરજી માફક કેશર; બદામ; પીસ્તાં; ચારોળી; તજ; તમાલપત્ર; નાગકેશર; એલચી વિગેરે નાંખવાં. માત્રા, તોલા ૨ાા થી ૫ પુષ્ટ આપે છે, વિર્યની વૃદ્ધિ કરે છે; આ પાક શીયાળામાં ખાવાથી વધારે ગુણ કરે છે,

**સૌભાગ્યસુંઠીપાક**--સુંઠ તોલા ૩૨ નું ચુર્ણ કરી તેને ગાયના ઘીનો ધોબો દઇ આઠ શેર ગાયના દુધમાં નાંખી માવો કરવો પછી તે માવામાં ઘી નાંખતા જવું અને હલાવતા જવું; તેથી દાણો છુટો થશે પછી સાકર શેર ૮ નીચાસણી કરી તેમાં દાણો તથા ધાણા તોલા ૦ા વરીયાળી તોલા ૧ા, વાવડીંગ; સુંઠ, નાગકેસર; દરેક તો.૨ ૨, મરી; પીંપર; મોથ; એ દરેક તોલા ૪ એ સર્વેનું ચુર્ણ તથા મરજી માફક બદામ, પસ્તા, ચારોળી અને ઘીનો પાક તૈયાર કરવો માત્રા તો ૫; સુવાવડના રોગ; તરસ; ઉલટી, જવર; બળતરા; શોષ; શ્વાસ; ઉદરસ; બરલ; કૃમિ; વગેરે સ્ત્રીઓના રોગ મટે છે.

---

## પ્રકરણ ૧૨

### અંજન.

આ અંજન આંખમાં આંજવાથી આંખના રોગો મટે છે.

**અંજન**—હરડે, બેઢા, આંબળાં, સુંઠ, મરી, પીંપર, સીંધવ, રસવંતી, જેઠીમધ, મોરથુથુ, ધોળાં કમળ, વાવડીંગ, લોદર તામ્રભસ્મ

---

એ ચૌદ ચીજોનું બારીક ચૂર્ણ કરીને વરસાદના પાણીમાં વાટીને વાટ્ટા કરવી; તે સ્ત્રીના ધાવણમાં ઘસીને આંજવાથી આંખની ઝાંખ તથા પડળ મટે છે, છારી મટે છે, કેસુડાંના રસમાં ઘસીને આંજવાથી આંખનાં ફુલ તથા રતાશ વીગેરે મટે છે. લોદરનું પાણી કરીને તેમાં ઘસીને આંજવાથી શરૂઆતનો તીમીર રોગ મટે છે.

**કતકાંજન**—નીર્મળીનાં બી, શંખ, સીંધાલુણ, સુંઠ, મરી પીંપર, સાકર, સમુદ્રફીણ, રસવંતી, મધ, વાવડીંગ, તથા મનશીલ સર્વ સરખે ભાગે લઈ સ્ત્રીના ધાવણમાં કે બકરીના દુધમાં ઘુંટીને અંજન કરવાથી તીમીર, ઝાંખ, પડળ, મોતીઆ, પાંપણનો રોગ, ફુલ, ચેળ અને પરૂ વિગેરે આંખના રોગ મટે છે.

**કરંજબીજ વર્તી**—કરંજના બીનું બારીક ચુર્ણ કરી તેને કેસુડાંના રસની ઘણી ભાવનાઓ આપી ખલમાં ઘુંટી તેની જવના દાણા જેવડી ગોળીઓ લાંબી વાળવી તેમાંથી સહેજ પાણીની અંદર ઘસી આંખમાં આંજવાથી શુક્રરોગ મટી જાય છે. (શા.સં.)

**કૃષ્ણાદિ અંજન**--પીંપર, હરડે, બેહાં, આંબળાં, લાખ, લોદર તથા સીંધાલુણ સરખે ભાગે લઇ ભાંગરાના રસમાં ઘુંટીને ગોળી કરવી પાણીમાં તે ઘસીને અંજન કરવાથી પાંપણનો રોગ, તિમીર, મોતીયા, ચેળ ફુલું વિગેરે આંખના રોગ મટે છે.

**કૃષ્ણાંજન**-પીંપરને બકરાની લીંડીઓમાં પકાવીને તથા બકરાંની લીંડીઓના રસમાં વાટીને અંજન કરવાથી રતાંધળાપણું મટેછે,[ભા.પ્ર]

**કૃષ્ણસર્પ વસાદિરસક્રિયા**—કાળા સર્પની માસસ્નેહ (ચરબી) શંખ, કતકફળ અને સુરમો એ ચારે ખલમાં ઘુંટી આંખમાં આંજવાથી આંધળો માણસ દેખતો થાય છે. (શા.સં.)

**ખર્પરવટી**--શુદ્ધ ખાપરીઉ, સીંધાલુણ, ફુલ, વેલ, મોરથુથુ,

ફુલાવેલ ટંકણખાર, સુંઠ, મરી અને પીંપર એ બધી ચીજો સરખે ભાગે લઇ તેનું બારીક ચુર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ગોળી કરવી. તેને છાયામાં સુકવી પાણી સાથે ઘસી અંજન કરવાથી સર્વે જાતના આંખના રોગ મટે છે ( આ. ભિ. )

ખર્પરાંજન—શુદ્ધ ખાપરીઆને પાણી સાથે ખુબ ખરલ કરવો, જેથી ખાપરીયું પાણી સાથે મળી જશે. અને કેટલાક કુચાવાળો ભાગ નીચે બેસી જશે. પછી ઉપરનું ચોખું પાણી નિતારી લઇ કુચો ફેંકી દેવો. પછી એ પાણીને ત્રાંબાના વાસણમાં ઉકાળતાં જે નિચે રહે તેને ત્રીફળાંના કવાથની ત્રણ ભાવના આપવી. સુકાઇ જાય ત્યારે તે ચુર્ણથી દશમો ભાગ તેમાં કપુર મેળવવું. આંખના દરદો માટે આ ઉત્તમ ઉપાય છે. ( આ. ઔ. )

ગુડુચીસ્વરસાદીવટી—ગળોનો રસ એક રૂપીઆભાર, મદ એક માષાભાર, સિન્ધાલુણ એક માષાભાર એ ત્રણે ખલમાં નાંખી ઘુંટીને આંખમાં આંજવાથી તીમીર, પડળ, કાચ, ધોળા ડોળાપરના રોગ, કાળા ડોળાપરના રોગો, ખીલ વિગેરે આંખના રોગો મટેછે. (શા.સં.)

ચંદ્રોદયાવર્તી—હરડે, વજ, કઠ, પીંપર, મરી, બેઢાંનો ગર્ભ, શંખનીનાભી, મનશીલ, એ સર્વે સરખે ભાગે લઇ બકરીના દુધમાં વાટી લાંબી ગોળીઓ કરવી. આ ગોળી આંખમાં આજવાથી ત્રણ વર્ષના ફુલાંને મટાડે છે. સર્વ પ્રકારની માંસની વૃદ્ધિ, રતાંધળાપણું વીગેરે દરદો મટાડે છે. ( ભા. પ્ર. )

આ દવા અમારી પાસે તૈયાર છે તો. ૧ રૂ. ૧–૦–૦

જાતીપુષ્પાદીવર્તી—જાઇનાં ફુલ, પ્રવાલ, મરી, કડુ ઘોડાવજ સાંધાલુણ એ છએ રસ સરખે ભાગે લઇ બકરીના મુત્રમાં ઘુંટી આંખમાં આંજવાથી તન્દ્રા રોગ મટે છે. (શા. સં)

**જયપાળ મજાંજન**—નેપાળાનાં બી ની અંદરનો ગર્ભ લઇને તેને લીંબુના રસની એકવીસ ભાવના દેવી પછી સારી પેઠે ઘુંટી જવના દાણા જેવડી વાટો બનાવી પછી જે મનુષ્યને સર્પદંશ થયો હોય તેને તે વાટને માણસની લાળમાં ઘસીને આંજવાથી સાપનું ઝેર ઉતરી જઇ માણસ જીવતો રહે છે (શા.સં.)

**તુત્થાંજન**—મોરથુથુ; સોનામુખી; સીંધાલુણ; સાકર; શંખ; મનશીલ; સોનાગેરૂ; સમુદ્રફીણ; તથા મરી સરખે ભાગે લઇ બારીક ચુર્ણ કરી મધમાં ઘુંટી આંખમાં આંજવાથી પાંપણના સર્વ રોગ ખીલ ઝાંખ મોતીઆ અને ફુલુ મટે છે.

**દંતવર્તી**—હાથી; ડુક્કર; ઉંટ; બળદ; ઘોડો; બકરો, અને ગધેડો એ સાત જાતના દાંતો; શંખ; મોતી અને સમુદ્રફીણ દશે સરખે ભાગે લઈ બારીક ચુર્ણ કરીને તેને પાણીમાં ઘુંટીને જવના દાણા જેવી વાટો બનાવવી તેનું નામ દંતવર્તિ તેને પાણીમાં ઘસી આંખમાં આંજવાથી આંખના શુક્રો ઝરી જાય છે.

**દક્ષાંતવકાદી લેખાંજન**—કુકડાનાં ઇંડાંપરની છાલ, મનશીલ; ધોળો કાચ, શંખ; સુખડ; અને સોનાગેરૂ સરખે ભાગે લઇ બારીક વાટી લુગડાથી ચાળી આંખમાં આંજવાથી ફુલુ અને અર્મ આદિ રોગ મટે છે. શા.

**નયન શાણાંજન**—પીપર; સીંધાલુણ; મરી; રસવંતી; સુરમો; સમુદ્રફીણ; સાકર; ધોળી સાટોડી; હળદર; રતાંજળી. જેઠીમધ હરડે; મનશીલ; લીંબડાનાં પાન; લોદર; ફટકડી; શંખનીનાભી; ભીમસેની કપુર તે સર્વ સરખે ભાગે લઇને ચુર્ણ કરીને જાડા લુગડાથી ચાળી, તેમાં મધ મેળવી લોઢાના વાસણ ઉપર રાખી ત્રાંબાની વાટકીથી ઘુંટવું, આ અંજન આંજવાથી તિમીર; પડળ તથા ફુલુ મટે છે. (ભા. પ્ર.)

**નીલોપલાદીવર્તી**—કાળુકમળ; કરગવાનાં બી; અને નાગકેસર સરખે ભાગે લઇ પાણીમાં ઘુંટી જવના દાણા જેવી વાટો બનાવી તેને પાણીમાં ઘસી આંખમાં આંજવાથી અતિ તન્દ્રારોગ મટે છે. (શા. સ.)

**પલાંશાજન**—રતાંજલી ભાગ ૧, સીંધવ ભાગ ૨, હરડે ભાગ ૩, ખાખરાનો ગુંદ ભાગ ૪, તેને બારીક વાટી ચુર્ણ કરવું. તે આંખમાં આંજવાથી આંખના કાળા ભાગ પરનાં ફુલ મટે છે. (આ. ઓ.)

**પુષ્પહરીવર્તી**—કરંજનાં બી ને કેસુડાના રસની ઘણી ભાવના આપીને તેની વાટ બનાવી સુકવી તૈયાર રાખવી તે આંખમાં આંજવાથી આંખના ફુલ મટે છે,

**પુનર્નવા અંજન**—સાટોડીના દુધને મુળની અંદર ઘસીને આંજવાથી કન્ડુ રોગ મટે છે, મદની અંદર ઘસીને આપવાથી નેત્રશ્રાવ મટે છે, ઘીની અંદર ઘસીને આંજવાથી તિમીર રોગ મટે છે. (શા. સં.)

**પાણી તલ સ્પર્શ પ્રયોગ**—મનુષ્યે જમી હાથ ધોયા પછી તે ભીના હાથની તળીને બીજા હાથ સાથે ઘસી તે હાથ આંખોપર ફેરવવાથી નેત્રના સાધારણ રોગ તથા તિમીરાદિ રોગો મટે (શા સં.)

**રતનજોતની સળી**—મોરથુથુ ભાગ ૨, ફટકડી ભાગ ૧, સુરોખાર ભાગ ૧, એ ત્રણે ચીજને ભેગી કરી તાપ આપવો તેથી એકરસ થઇ જશે, તેમા ૧/૦ મા ભાગનું કપુર મેળવવું અને તેની સળીઓ કરવી તે દરરોજ બે ત્રણ વખત પાંપણ ઉથલાવી આંજવાથી આંખના ખીલ, અત્યાશ્રુ, ફુલુ, આંખ દુખવી વિગેરે આંખના દરદો મટે છે.

**રોપણીકુસુમિકાવર્તી**—તલનાં ફુલ ૮૦, લીંડીપીંપરના દાણા ૧૦. જાઇનાં ફુલ ૫૦. મરીના દાણા ૧૫, સર્વેને પાણીની અંદર

---

ઝીણું ઘુંટી જવના દાણા જેવી વાટો બનાવવી તેને પાણીમાં ઘસી આંખે આંજવાથી તિમીર રોગ, ફુલ અને માંસવૃદ્ધિ રોગ મટી જાય છે. (શા. સં.)

રસાંજનાદિવટી—રસવંતી, હળદર, દારૂહળદર. માલતીનાં પાન તથા લીંબડાનાં પાન તે સર્વને ગાયના છાણના રસમાં વાટીને તેની ગોળી કરવી. તે ગોળીમાંથી એકેક વાલ જેટલો પાણીમાં ઘસારો કરીને અંજન કરવું. જેથી રતાંધળાપણું મટે છે. (શા.સં.)

રસમૃદુચુર્ણાંજન—ખાપરીયું ખલમાં નાંખી ઝીણું વાટી એક વાસણમાં ભરી તેમાં નાંખી હલાવીને ઠરવા દઇ ઉપરનું પાણી નિતારી લઇ તળે જામેલું ચુર્ણ નાંખી દેવું પછી તે પાણીને ઘાટુ થાય ત્યાં સુધી બાળી દેવું. પછી પોપડા થઇ જાય એટલે તેને કાઢી ચુર્ણ કરવું એ ચુર્ણને હરડાં, બેઢાં અને આંબળાંના કાઢાની ત્રણ સારી ભાવના આપી તેમાં ચુર્ણનો દસમો ભાગ કપુર ભેળવીને તેને આંખમાં આંજવાથી નેત્રના સર્વ પ્રકારના દોષો અને સર્વે રોગો મટી જાય છે, (શા. સં.)

વટક્ષીરાદિ રસ ક્રિયા—વડની ક્ષીરમાં ભીમસેની કપુર ઘુંટીને તેનું જરા જરા અંજન કરવાથી બે માસનું ફુલુ કપાય છે.

લેખની રસક્રિયા—મોરથુથુ. સુવર્ણમાક્ષિકનો કટકો સિંધાલુણ, સાકર, શંખ, મનશીલ, સોનાગેરૂ, સમુદ્રફીણ અને મરી નવે સરખે ભાગે લઇ ખાંડીને તેનું ચુર્ણ લુગડાંમાંથી ચાળી એ ચાળેલા ચુર્ણને મધમાં કાલવી આંખમાં આંજવાથી આંખના સર્વ પ્રકારના રોગો મટે છે.

શીસાની સળી—શીસાને અગ્ન ઉપર તપાવી રસ કરીને અનુક્રમે નિચેની વસ્તુઓમાં સાત સાત વાર ઠારવું ૧ ત્રિફળાનો

ઉકાળો ૨ ભાંગરાનો રસ, ૩ સુંઠનો ઉકાળો, ૪ ગોમુત્ર. ૫ મધ, અને ૬ બકરીનું દુધ, પછી તેને ટીપીને અંજન કરવા જેવી સળી બનાવવી ફક્ત આ સળી આંખમાં ફેરવવાથી નેત્ર રોગ મટે છે.

સ્નેહવર્તી—આંબળાં, બેઢાં, હરડે તે ત્રણેના, ઠળીઆનો મગજ અનુક્રમે ભાગ ૧-૨-૩ તેને પાણીમાં બારીક વાટી લાંબી વાટ કરવી તેમાંથી ચોખાપુર કટકી પાણીમાં વાટી આંજવાથી આંખની અંદરથી પાણી ઝરવાનો રોગ તથા વાતરક્તની પીડા મટે છે, (શા.સ.)

સમુદ્રફેનાદિવર્તી—સમુદ્રફીણ, સિંધાલુણ, શંખ, કુકડાનાં ઇંડાની ઉપરની છાલ અને સરગવાનાં બી, એ પાંચે સરખેભાગે લઇ તેનું બારીક ચુર્ણ કરી તે ચુર્ણને ખલમાં ઘુંટી જવના દાણા જેવડી ગોળાકાર વાટ બનાવી સહેજ પાણીની અંદર ઘસી આંખમાં આંજવાથી આંખનાં ફુલ, માંસવૃદ્ધિ, છારી, વિગેરે રોગો શસ્ત્રથી જાણે કાપીને કઢયાં હોય તેની માફક ઝરી જાય છે (શા.સ.)

સૌવીરાંજન—સુરમાના પથ્થરને અગ્નિ ઉપર તપાવી તપાવીને ત્રિફળાના તૈયાર રાખેલા ઉકાળામાં સાતવાર ઠારવો. પછી સાતવાર તપાવીને સ્ત્રીના ધાવણમાં અથવા બકરીના દુધમાં ઠારવો. પછીતેનું ચુર્ણ કરીને તેનું અંજન કરવાથી આંખના બધા રોગ મટે છે. શા. આ સુરમો દવેફાર્મસીમાં તૈયાર છે ૧ તોલાની કીં. ૦-૧૦ ૦

હારિદ્રાદિ ગુટિકાંજન—હળદર, લીંબડાનાં પાન, પીંપર મરી, વાવડીંગ, મોથ, સુંઠ એ સર્વને ગાયના મુત્રમાં વાટી ચણીબોર જેવી ગોળી કરી છાયામાં સુકવવી તેને પાણીમાં ઘસી આંજવાથી પડળ, સીંધવમાં આંજવાથી ખરજ, સ્ત્રીના દુધમાં આંજવાથી દુઃખાવો અને બકરીના દુધમાં આંજવાથી નેત્રપ્રકોપ મટે છે. (વૃંદ. મા.)

---

# પ્રકરણ ૧૩ મું.

## ઘૃત.

**અમૃતાઘૃત**—ગળોને ખાંડી તેમાં ચારગણું પાણી નાંખી ચતુર્થાંશ ઉકાળો કરવો પછી પાણી ગાળી લઇ તેમાં ઉકાળાના ચોથા ભાગનું ઘી તથા ઘીથી ચોથા ભાગનાં ગળોની પાણીમાં વાટેલી ચટણી—કલ્ક નાંખવી, તેમજ ઘીથી ચારગણું દુધ નાંખવું પછી તેને ફકત ઘી બાકી રહે ત્યાં સુધી મંદ તાપથી ઉકાળવું માત્રા. તોલા ૨ થી ૪ વાતરકત, કુષ્ટ વિગેરે ચામડીનાં દરદો મટે છે.

**કામદેવઘૃત**—આસન ૧૦ શેર, ગોખરૂ ૫ શેર. બલાનાં મૂળ, ગળો, સુગંધી સમેરવો, ભોંયકોળું, શતાવરી, સાટોડી, પીળાનાં મૂળ, સુંઠ, શવનનાં ફળ. કમળકાકડી અને અડદ એ અગીઆરે ઔષધો દશદશ પલ લઇ તે સર્વ એકઠાં કરી ચાર દ્રોણ પાણી નાંખી ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારી ગાળી લઇ પછી તેમાં મેદા—શતાવરી, મહામેદા—શતાવરી, આસંધ, ફગવેલા । કંદ, મીઠી ખરખોડી, જેઠીમદ, રાનીમગ ધોળી કપુરી મધુરી, કાળી કપુરી મધુરી, બલા અને ગંગેટી એ ત્રેત્રીશ એક એક કર્ષ લઇ કલ્ક કરવો, પછી ઉપરના ગાળી લીધેલા કવાથના પાણીની અંદર, ઉપરનો કલ્ક તેવીસકર્ષ, સાકર બે પલ તથા ધોળી શેરડીનો રસ અને ઘી બંને એક આઢક નાંખી ધીમે તાપે ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળી લેવું, આ કામદેવઘૃતના સેવનથી રકતપીત, ઉરઃક્ષત, હલીમક, પાન્ડુરોગ, વર્ણભેદ, સ્વરક્ષય, વાતરકત, મૂત્રકચ્છ, પાર્શ્વશૂળ, કમળો, શુક્ર ક્ષય.

ઉરોદાહ, કાસ અને ઓજઃક્ષય રોગો મટે છે, સ્ત્રીને ગર્ભ રહે અને પુરૂષનું વીર્ય વધે, (શા. સં.)

આ ઘ્રત દવે ફાર્મસીમાં તૈયાર મળશે. ૦। રતલની કીં રૂ. ૨)

કાસિસાદિ ઘૃત—હીરાકસી, હળદર, દારૂહળદર, નાગરમોથ, હરતાળ, મનશીલ, કપીલો, ગન્ધક, વાવડીંગ, ગુગળ, મીણ, મરી, કઠ, મોરથુથુ, સર્ષવ, રસવંતી, સીંદુર, ગંધોમેરંજો, રતાંજલી, ખેરનો કાથો, લીંબડાનાં પાન, કરંજનાં બી, કપુરી મધુરી, ઘોડાવજ, મજીઠ, જેઠીમદ, બાલછડ, સરસડાની છાલ, લોદર, પદ્મક, હરડે અને કુંવાડીયાનાં બી એ બત્રીશ ઔષધો એક એક કર્ષ લઇ તેમનું ચુર્ણ કરી પછી તેને લુઘડાથી ચાળી તેમાથી ત્રીશ પલ ઘી મેળવી ત્રાંબાના વાસણની અંદર નાંખી એક રસ કરીને સાત દિવસ તડકામાં મૂકવાં. આ ઘી શરીરે ચોળવાથી સર્વે કુષ્ટો, દાદર, પામા, વિચર્ચિકા શુક્રરોગ, વિસર્પ, વાતરક્ત, વિસ્ફોટક, શિરસ્ફોટ, ઉપદંશ નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શોથ, ભગંદર અને લુતારોગ મટે છે. આ ઘી વ્રણવાળી જગ્યાને શરીરના રંગ જેવું કરે છે. (શા. સ.)

ગોર્યાદિઘ્રૃત—હળદર, દારૂહળદર, સુગંધી સમેરવો, મોરવેલ, કપુરીમધુરી, સુખડ, રતાંજલી, ગળો, જેઠીમદ, કમળ, નાગકેસર, પદ્મક, કાળુંકમળ, વાળો, શતાવરી, હરડાં, બેઢાં, આંબળાં, વડની છાલ, ઉંબરાની છાલ, પીપળાની છાલ, પીંપરનીછાલ અને પારસપીપળાની છાલ, એ ત્રેવીસે ઔષધો એક એક કર્ષ લઇ કલ્ક કરવો. એ કલ્ક ત્રેવીશ કર્ષ, ઘી એક પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને ગાળી લેવું, આ ઘી વિસર્પ, વિસ્ફોટક, કૃમિવીકારો અને વ્રણરોગ મટાડે છે. વિષદોષ મટાડે છે. (શા-સં)

ચાંગેરીઘૃત—લીંડીપીપર, પીપરીમુળના ગઠોડા ચિત્રો, ગજપીંપર, ગોખરૂ, સુંઠ, ધાણા, કાળીપાટ, બીલી, અને બોડીઅજમોદ એ દશે ઔષધો એક એક પલ લઇને કલ્ક કરવો, એ કલ્ક દશ પલ, ઘી ચોસઠ પલ, ખાટી ભાજીનો રસ, દહીં અને પાણી, એ ત્રણે પદાર્થો બસોછપન પલ લઇ એ પાંચે પદાર્થોને એકત્ર કરીને ધીમી આંચે ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને ગળી લેવું. આ ઘીને ચાંગેરીઘૃત કહે છે આ ગૃતથી કફ, વાત, ગ્રહણી, અર્શ, ગુદભ્રંશ, મુત્રકચ્છ અને પ્રવાહીકા રોગ મટે છે. (શા)

જાત્યાદિઘૃત–જાઇ, લીંબડો, પટોલ, (કડવાં પરવર) ત્રણેનાં પાંદડાં, હળદર, દારૂહળદર, કડુ મજીઠ, જેઠીમદ, મીણ, કરંજનાંબી, વાળો, કપુરી મધુરી; અને મોરથુથુ એ તેર ઔષધો સરખે વજને લઇ તેનો કલ્ક કરી એ કલ્ક એક ભાગ અને ઘી ચાર ભાગ લઇ બંનેને તાંબાના વાસણમાં નાંખી એકરસ કરી અગ્નિપર તપાવવાં આ ઘીના લેપનથી, સુક્ષ્મ નાડીવ્રણો તથા મર્મસ્થાનમાં રહેલાં, પરૂ વહેનારાં ભયંકર દેખાવનાં અને વેદનાવાળાં વ્રણો પણ મટે છે.

ત્રિફલાઘૃત–હરડે, બેઢાં, આંબળાં દરેકનો રસ, તે લીલાં ન મળે તો સુકાં લઇ દરેકનોઉકાળો તોલા ૬૪, તૈયાર રાખવાં, પછી હરડે બેઢાં, આંમળાં, પીંપર, દ્રાક્ષ, સુખડ, સીંધાલુણ, ચિત્રકમુળ, કાકોલી, ક્ષીરકાકોલી તે એના બદલે આસંધ, બેવડા વજને જેઠીમદ, મરી સુંઠ, સાકર, સફેદ કમળ, કાળાં કમળ, સાટોડી, હળદર, દારૂહળદર, સર્વ વસ્તુ તોલો એકેક લઇ ખાંડી તેનો કલ્ક કરવો. ઉપલા સર્વ રસ, દુધ, ઘી, તથા કલ્ક સર્વને કલઇના તપેલામાં ધીમા તાપથી ઉકાળવું. સવ રસ બળીને ઘી બાકી રહે ત્યારે તે ઘીને કપડેથી

---

આળી કાઢવું, ગળ્યા પછી તે ઘી લીલાપીળા રંગનું થશે તેને બરણીમાં કે શીશીમાં ભરી રાખવું, માત્રા તોલા ૨ થી ૪, આંખના રોગ, રતાંધળાપણું. ડોળાની ચેળ, પાણી ગળવું, મોતીયા વિગેરે સર્વ પ્રકારના નેત્રરોગ મટે છે.

આ ઘ્રત અમારી દવે ફાર્મસીમાં મળે છે. ૦। શેરની કીં. રૂ. ૧॥

ફળઘ્રત—હરડે, બેઢાં આંમળાં; જેઠીમદ, ઉપલેટ, હળદર, દારૂ હળદર, કડુ, વાવડીંગ, પીંપર, મોથ, ઇન્દ્રવારૂણીનાં મુળ, કાયફળ, વજ, મેદા, મહામેદા તે બેને બદલે બમણી આસંધ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ધઉંલા, વરીયાળી, હીંગ, રાસ્ના, સુખડ, રતાંજલી, જુઇનાં ફુલ. વાંસકપુર, કમળ, સાકર, અજમોદ, દાંતીમુળ, આ સર્વ વસ્તુ એકેક તોલો લઇ પાણીમા વાટી ચટણી કરવી. પછી વાછડાવાળી, એક વરણી ગાયનું ઘી તોલા ૬૪, ઘીથી ચારગણું ગાયનું દુધ, અને દુધ જેટલું પાણી એ સર્વ એકઠું ઉકાળી ઘી તૈયાર કરવું. માત્રા તોલા ૨ થી ૪, પુરૂષ તેમજ સ્ત્રીઓને સેવવા યોગ્ય છે. પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓના વંન્ધ્યાદોષ મટે છે. સંતાનની પ્રાપ્તિ થાય છે. મરેલાં છોકરાં અવતરતાં નથી તથા જન્મ્યા પછી છોકરાં જીવતાં નથી ત્યારે આ ઘીનું કેટલાક વખત સુધી સેવન કરવાથી સર્વ રોગ મટી જાય છે અને નિરોગી બાળક અવતરેછે.શા.

આ ઘ્રત અમારી દવે ફાર્મસીમાં છે. ૦। શેરની કીં. રૂ. ૧-૪-૦.

ફળઘ્રત-( ૨ ) ઘી શેર ૪, શતાવરીનો રસ શેર ૧૬, ગોમૂત્ર શેર ૧૬, જીવનીયગણનાં ઔષધો તોલો ૧ તેનું ઘી સિદ્ધ કરવું માત્રા તોલા ૨ થી ૪ વંન્ધ્યાદોષ મટે છે. ગુણ ઉપર પ્રમાણે

લઘુફળઘ્રત—પીળા તથા કાળા ફુલનો કાંટાશેરીઓ, હરડે,

બેઢાં, આંબળાં, ગળો, સાટોડી, અરડુમો, હળદર, દારૂહળદર, રાસ્ના, મેદા, તેને બદલે શતાવરી આ સર્વે ચીજો દરેક ૧ા તોલો લઇ તેની ચટણી કરવી, ઘી તોલા ૬૪, ગાયનું દુધ તોલા ૨૫૬ પાણી તોલા ૨૫૬, સવને ઉકાળી ઘી બાકી રહે ત્યારે ઘી ગાળી લેવું માત્રા તો. ૨ થી ૪ સ્ત્રીઓના યોનીદોષ જેવા કે શુળ, પીડા, યોનીદ્વાર મોટું થવું, બહાર નીકળવું, ગર્ભ ધારણ ન થવો ઇત્યાદિ રોગો મટે છે.(શા)

**પાનીયકલ્યાણઘ્રત**—હરડાં, બેઢાં, આંબળાં, હળદર, દારૂહળદર, રેણુકબીજ, ધોળી કપુરી મધુરી, કાળી કપુરી મધુરી, સુગન્ધી સમેરવો, દેવદાર, તગર, મોથ, ઇંદ્રિવારીણીનું મૂળ, નેપાળાનું મૂળ, દાડમ, નાગકેસર, કાળુ કમળ, એલચી, મજીઠ વાવડીગ, કઠ, પદ્મક, જાઇનાં ફુલ, સુખડ, તાલીસપત્ર અને ઉભી ભોંયરીંગણી એક એક રૂપિયા ભાર લઇ કલ્ક કરવો એ કલ્ક અઠાવીશ કર્ષ ઘી એકપ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ એકત્ર કરી ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘ્રત અપસ્માર, જ્વર, ક્ષય, ઉન્માદ, વાતરક્ત, કાસ, મંદાનળ, પ્રતિશ્યાય, કટીશૂળ, તૃતિયક જ્વર, ચતુર્થકજ્વર, ઉન્માદ, વાતરક્ત, કાસ, મુત્રકચ્છ; વિસર્પ; કન્ડુ; પાંડુ; એ જાતનાં વિષો અને પ્રમેહ રોગો મટે છે, વ ઝણી સ્ત્રીને પુત્ર આપે છે અને ભૂત યક્ષ તથા રાક્ષસને હરે છે. (શા.)

**બ્રાહ્મીઘ્રત**—બ્રાહ્મીનાં પાંદડાનો રસ તોલા ૩૨, ઘી તોલા ૧૬, સુંઠ, મરી, પીપર, હળદર, નસોતર, દાંતીમુળ, શંખાવળી, ગરમાળો, વાવડીંગ, દરેક તોલો ૦ા લઇ ચટણી કરી બ્રાહ્મીના રસ તથા ઘીમાં મેળવી ઉકાળવું. ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી

---

લેવું. માત્રા તોલા ૨ થી ૪ અપસ્માર અને ઉન્માદ મટે છે. યાદ શક્તિ વધે છે. [શા.] આ ઘ્રત તૈયાર અમારી દવે ફાર્મસીમાં છે.

૦ા શેરની કીં. રૂ. ૧–૮–૦

બિન્દુઘૃત— ચીત્રા, ધોળા ફુલની શંખાવળીની ભાજી, હરડે, કપીલો, ધોળુ નસોતર, કાળુ નસોતર, વરધારો, ગરમાળાનો ગોળ, નેપાળાનું મૂળ, નેપાળો, કડવા તુરીયાના વેલાનું મુળ, કુકડવેલાં, ગળી, ગરણીનાં બી, પીળોથોર, પીપરીમૂળના ગંઠોડા. વાવડીંગ, કડુ, દારૂડીનાં મુળ એ સર્વે એક એક રૂપીઆભાર લઇ તેમનો કલ્ક કરવો. એ કલ્ક ઓગણુ શ ભાર, ઘી એક પ્રસ્થ, દાંડલીયા થોરનું દુધ છ પળ, આકડાનું દુધ બે પળ અને પાણી ચાર પ્રસ્થ લઈ પાંચે પદાર્થોને એકત્રે કરી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘીથી ગુલ્મ, કુષ્ટ, શૂળ, ઉદાવર્ત, વાત, શોથ, આધ્માનવાત, ભગંદર અને આઠ જાતના ઉદરરોગ મટે છે. વળી ગાયનુ દુધ, ઉંટડીનું દુધ, કળથીનો ક્વાથ, અને ઉનું પાણી એ અનુપાનોમાંથી રોગીના રોગને જે અનુપાન યોગ્ય જણાય તે અનુપાનની સાથે આ બિન્દુઘ્રતનાં ટીપાં નાખીને પાવાથી જુલાબ થાય છે. આ ઘ્રતનો નાભીપર લેપ કરવાથી રોગીને જુલાબ થાય છે. [શા. સં.]

મસુરઘ્રત–મસુર સો પલ લઈ તેમાં એક દ્રોણ પાણી નાંખીને ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારી ગાળી લઈ તેમાં બાલીનો કલ્ક આઠ પળ તથા ઘી એક પ્રસ્થ નાખી તે પદાર્થોને એકત્ર કરી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ મસૂરઘ્રતથી સર્વાતિસાર, ગ્રહણી, ભિન્નાંવટક અને પ્રવાહિકા રોગ મટે છે. શા.

**મહાતિક્તઘૃત**—શાલવણની છાલ, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, કડુ, કાળીપાટ, નાગરમોથ વાળો, હરડે, બેઢાં, આંબળાં, પટોલ, ખડસલીયો, લીંબડાના છાલ, મજીઠ, લીંડીપીંપર, પદ્મક, કચુરો, સુખડ, ધમાસો, મહેન્દ્રવારુણી, હળદર, દારૂહળદર, ગળો, ધોળી કપુરી મધુરી, કાળી કપુરી મધુરી, મોરવેલ, અરડુસી, શતાવરી ત્રાયમાણ ઇન્દ્રજવ, જેઠીમદ, કરીયાતું દરેક કેક રૂપીઆભાર લઇ તેનો કલ્ક કરી તે કલ્ક ૩૨ રૂપીઆભાર, ઘી એકસો અઠાવીશ ભાર, આંબળાનો રસ બસોછપન રૂપિઆભાર અને પાણી એકહજાર ને ચોવીશ ભાર એ ચારે પદાર્થો એકત્ર કરી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી લેવું. આ મહાતિક્તઘૃત પીવાથી વાતરક્ત, કુષ્ટ, રક્તપીત, રક્તાર્શો, પાંડુ, હૃદરોગ, ગુલ્મ, વિસર્પ, પ્રદર, ગન્ડમાળા, ક્ષુદ્રરોગો અને જ્વર મટે છે. (શા. સ )

**વૃષાદીઘૃત**—અરડુસી, લીમ્બડો, ગળો, બેઠીભોંયરીંગણી, કડવાં પરવળ સરખે, ભાગે લઇ કવાથ કરી ગાળી લઇ તે કવાથના ઔષધોનો કલ્ક એક ભાગ, ઘી ચાર ભાગ અને ઉપરનો કવાથ સોળ ભાગ, જ્વર, પાંડુ, કુષ્ટ, વિસર્પ કૃમિ અને અર્શ રોગ મટાડે છે. શા સં.

**ક્ષીરઘૃત**—પીપર, પીપરીમુળ, ચવક, ચિત્રક, સુંઠ, સિંધવ એ છ વસ્તુઓ ચાર ચાર તોલા લઇ તેને પાણીમાં વાટી ચટણી કરવી. ગાયનું ઘી તોલા ૬૪, તથા ઘીથી ચારગણું ગાયનું દુધ લઇ તેમાં ચટણી નાંખી ફકત ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું, પછી તે ઘી ગાળી લેવું. આ ઘી એકલું અથવા ભોજન સાથે ખાવું. માત્રા તોલા ૨ થી ૪ પેટની બરલ, વિષમ જ્વર, મંદાગ્ની વીગેરે મટે છે.



# પ્રકરણ ૧૪ મું.

## તેલો.

ઔષધનો કલ્ક ૧ ભાગ, તેલ ૪ ભાગ; પ્રવાહી પદાર્થ ૧૬ ભાગ ત્રણેને ઉકાળી પ્રવાહી પદાર્થ બળી જાય અને તેલ બાકી રહે ત્યારે ગાળી લેવું તે તેલ સમજવું.

અર્ક તેલ—તલનું તેલ શેર ૧, આકડાનું છીર તો. ૧, હળદર શેર ૦ાા, મનશીલ શેર ૦ાા, આકડાના ક્ષીરમાં હળદર તથા મનશીલ ઘુંટી જરા પાણી નાખી તેની ચટણી વાટવી. ચટણીને તેલમાં નાંખી તેલ ઉકાળવું પરીપકવ થયે ગાળી લવુ. આ તેલથી ખસ, ખરજવું, ચેળવાળા ધારાં મટે છે.

અંગારક તેલ—મોરવેલ, બોરડીની અથવા પીંપળાની લાખ, હળદર, દારૂહળદર, મજીઠ, ઈંદ્રવારૂણી. ઉભી ભોરીંગણી, બેઠી ભોંરીંગણી, સીંધાલુણ, કઠ, રાસ્ના, બાલછડ, અને શતાવરી એ બારે ઔષધો તોલા ૧૬ લઈને તેનો કલ્ક કરવો (જરા પાણી નાંખી વાટવું) એ કલ્ક તોલા ૧૫, તલનું તેલ તોલા ૬૪ અને ચોખાનુ વાસી ઓસામણ તોલા ૨૪૬ લઈ, ત્રણે મિશ્ર કરી ઉકાળવાં તે ઉકાળીને તેલ ગાળી લવું, આ અંગારક નામનું તેલ સર્વ પ્રકારના તાવને મટાડે છે.

ઇરીમેદાદિ તેલ—અધકચરી દુર્ગંધી ખેરની છાલ સોપલ તથા પાણી ૧ દ્રોણ લઇ બન્ને પદાર્થોને એકત્ર કરી ઉકાળવાં અને ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને નીચે ઉતારી ગાળી લેવા એ ગાળી લીધેલા ઉકાળાની અંદર તલનું તેલ અર્ધો આઢક દુર્ગંધી ખેરની છાલ, લવંગ, ગેરૂ, અગર, ચંદન, પદ્મક, મજીઠ, લોધર, જેઠીમદ, લાખ, વડની છાલ,

નાગરમોથ, તજ, જાયફળ, કપુર, ચણકબાપ, ખેરની છાલ, પતંગ, ધાવડીનાં ફુલ, ઝીણી એલચી, નાગકેસર અને કાયફળ એ ૨૧ ઔષધો એકેક કર્ષ લઇ તેનો કલ્ક કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળી પછી તે તેલ ગાળી લેવું. આ તેલ મુખરોગ, માંસદન્ત રોગ, પલિત કપાલ રોગ, શીર્ણદન્ત રોગ, દાન્તના મુળના રોગ, તાલુરોગ. હોઠના રોગ, દાંતની પીડા, શુલીયા, ચસકા, મુખપાક આ તેલ ચોપડવાથી મટે છે. (શા. સં)

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે ૪ આસની કીં રૂ. ૧-૪-૦

**કરંજાદિ તેલ**—કરંજની છાલ, ચિત્રક મુળ, જાઇનાં પાન, કણેરનાં મુળ, ચારે વસ્તુનો કલ્ક કરવો કલ્કથી ચાર ઘણું તેલ, તેલથી ચાર ઘણું પાણી સર્વને મંદ તાપથી ઉકાળી તેલ તૈયાર કરવું ઇંદ્રિલુપ્ત (માથાની-ટાલ) મટાડીને વાળ પાછા ઉગાડે છે.

**કરવીરાદિ તેલ**—કણેરનાં મુળ, દંતીમુળ, નસોતર, કડવી ઘીસોટીનાં ફળ, તેનો કલ્ક કરી તેનાથી ચાર ગણા તેલમાં મેળવી તેલથી ચાર ઘણું કેળના ક્ષારનું પાણી મેળવી ઉકાળવું. તેલ બાકી રહે એટલે ઉતારી લઇ ગાળી લેવું. તે તેલ જે જગાએ લગાડવામાં આવે ત્યાંથી વાળ જતા રહે છે.

**કાસીસાદી તેલ**-(હરસ ઉપર ચોપડાનું તેલ) હીરાકસી, લાંગલી, કઠ, સુંઠ, પીંપર, સીંધાલુણ, મનશીલ, કણેરનાં મુળ, વાવડીંગ, ચીત્રકમુળ, અરડુસી, દાંતીમુળ, કડવી નકીનાં બી દારૂડી, હડનાલ, સરખેભાગે લઇ પાણીમા વાટી કલ્ક કરવો. તેમાં તેલ તોલા ૬૪, થોરનું દુધ તોલા ૮, આકડાનું દુધ તોલા ૮, તેલથી ચારગણું ગોમુત્ર, આ બધાને એકત્ર કરી મેળવી, ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ હરસના મસા ઉપર ચોપડવા માટે ઉત્તમ છે. (શા.સ.)

આ તેલ અમારી પાસે દવે ફાર્મસીમાં મળેછે, ૦ા શેરની કીં.૧-૦-૦

**કુષ્ટાદી તેલ**--કઠ, બીલી, લીંડીપીંપર સુંઠ, દ્રાક્ષ; એ પાંચે સરખે ભાગે લઇ તેનો કલ્ક એકભાગ. તલનું તેલ ચાર ભાગ, અને પાણી સોળ ભાગ લઇ એ ત્રણે પદાર્થો એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલનું નસ્ય લેવાથી ક્ષવથુરોગ છીંક નાશ પામે છે. (શા.સં.)

**ગંધકાદિકતેલ**--ધંતુરાનાં ડોડવાં ચીરી તેની અંદર ગંધક, મોરથુથુ, મનશીલ ભરી તેના પર કપડમાટી કરી સુકાય એટલે તેને અગ્નિમાં પકાવવાં જ્યારે બાકી રહે ત્યારે કપડમાટી ઉખેડી તે ડોડવાંને એમને એમ ધુપેલ તેલમાં વાટવાથી તે તેલ તૈયાર થાય છે. તે તેલ ચોપડવાથી ચાત્રી, કરોળીઆ તથા તમામ જાતના ત્વકદોષ ચામડીનાં દરદો મટે છે (આ. ઔ)

આ તેલ દવે ફાર્મસીમાં મળશે બા. ૧ ની કીમત રૂ. ૨-૦-૦

**ગૃહધુમાદિ તેલ**--ઘરમાંના ધુમાડાની મેશ, પીંપર, દેવદાર, જવખાર, કરજની છાલ, સીધલુણ, અંઘેડાનાં બી એ સાત વસ્તુ સરખે વજને લઇ તેનો કલ્ક કરવો. તે કલ્કથી ચાર ઘણું તલનું તેલ, તલથી ચાર ઘણું પાણી નાંખી તેલ બાકી રહે ત્યા સુધી ઉકાળવું. તેલ સિદ્ધ થયા પછી તેને ગાળી લેવુ. તે તેલ નકના મસાને મટાડે છે. (શા સ )

આ તેલ દવે ફાર્મસીમાં મળે છે પાશેરની કીં રૂ. ૨ા

**ચંદનાદિ તેલ**—સુખડ વાળો, નખલા, કઠ, જેઠીમદ, પથ્થર ફુલ, પદ્મક, મજીઠ, ગન્ધોએરજો, દેવદાર, કપુરકાચલી, એલચી, જબાદકસ્તુરી, તમાલપત્ર, કાળો વાળો, એકાગીમુરા, બાલછડ, ચણુકબાબ; ઘઉંલા, નાગરમોથ, હળદર, દારૂહળદર ધોળી કપુરી, મધુરી કાળી, કપુરી મધુરી, કઙુ, લવીંગ, અગર, ચંદન, કેશર. તજ, રેણુકબીજ અને નિલીકા (કાળી) એ એકત્રીશે ઔષધો સરખે ભાગે લઇ

તેનો કલ્ક કરવો, એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, દહીંની તર સોળ ભાગ અને અગતો સોળ ભાગ લઇ એ ચારે પદાર્થોને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ, મહુદન તથા બલવર્ધન છે. વળી રકતપિત, ક્ષતક્ષીણ શ્વાસ, કાસરોગ, મટાડનારૂં, આયુષ્ય વધારનારૂ, અને વશીકરણ કરનારૂં, ક્ષય, અપસ્માર અને જ્વરરોગ મટાડનારૂં છે (યો. ર.)

આ તેલ માથે ચોપડવાથી, માથું દુઃખવુ, આદાશીશી, બળતરા, ચરકા. છાતીમાંથી લોહી પડતું હોય તો તે ચોપડવાથી મટે છે.

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. બા. ૧ ની કીં. રૂ. ૨–૪–૦

**જાત્યાદિતેલ**—જાઇનાં પાન તોલા ૫. કડવો લીંમડો, કરજ, કડવાં, પરવળ. એ દરેકનાં પાન તોલા ૨, કરંજનાં બી. જેઠીમદ, મીણ, કોઠું, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ટ, લોદર, હરડે, કમળ, મોરથુથુ, ઉપલસરી, દરેક તોલા ૨, તે સર્વની ચટણી કરવી, તે ચટણીથી ચાર ગણું તેલ, ને તેલથી ચારગણું પાણી નાંખી ઉકાળી તેલ સિદ્ધ કરવું. વ્રણ, કાનનો દુઃખાવો, તથા કાન કે નાકમાંથી નીકળતી રસી મટે છે. કાન કે નાકમાં ટીપાં નાંખવાં. ખસ, લુખસ, નાસુર, ભગંદર અને ધારાં આ તેલ ચોપડવાથી મટે છે. ( શા. સં )
આ તેલ અમારી પાસે દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. ૦। શેરની કીં. રૂ, ૧–૦–૦

**ત્રીફળાદી તેલ**—હરડાં, બેઢાં, આંબળાં કરીયાતુ, હળદર, દારૂહળદર, અને રતાંજલી એ આઠે સરખે ભાગે લઇને તેનો કલ્ક કરવો. એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, અને પાણી સોળ ભાગ લઇ એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું, આ તેલ ચોપડવાથી અરૂચી રોગ મટે છે. (શા. સં.)

**નારાયણ તેલ**—(વાનું તેલ) આસન, ખરેટીનાં મુળ, બીલી, મુળ, ઉભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી; ગોખરૂ ખપાટ, લીંબડાની છાલ, અરડુસો, સાટોડીનાં મુળ, નારીવેલ. અને અરણી આ તેર ઔષધો દશ દશ પળ લઇ તેને અધકચરાં કરી તેની અંદર ચાર દ્રોણ પાણી નાખી ચોથો ભાગ બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. પછી તેની અંદર તલનું તેલ એક આઢક, સતાવરીનો સ્વરસ એક આઢક, અને ગાયનું દુધ ચાર આઢક લઇને ત્રણે પ્રવાહી પદાર્થોને નાખવા. એ ઉપરાંત કડ, એલચી, સુખડ, મોરવેલ, ઘોડાવજ, બાલછડ, સિંધાલુણ, આસંધ, બલાનાં મુળ. રાસ્ના, વરીયાળી, દેવદાર, સુગંધી,સમરવો, સમરવો રાની મગ, રાની અડદ, અને તગર બબે પલ લઇ તેનો કલ્ક કરી એ કલ્કને ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરી ધીમે તાપે તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળી તે તેલને ગાળી લેવું. આ તેલ નશ્ય કર્મમાં, અભ્યંગ કર્મમાં પીવામાં અને બસ્તિકર્મમાં વાપરવું. આ તેલથી પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જત્વ, બાધિરત્વ, ગતિભંગ, કટિગ્રહ, ગાત્રશોષ, કુઇંદ્રિય નષ્ટ, શુક્ર, જ્વર; ક્ષય, અંત્રવૃદ્ધિ, વૃષધ્વંશ; વૃદ્ધ ,દંતરોગ; શિરોગ્રહ; પાર્શ્વશુળ, પાંગુલ્ય, બુદ્ધિ; હાનીવાત;ગૃધ્રસી,લકવો, સંધિવા, અ દીઠો વા, ચસકા વિગેરે તમામ વાતરોગ મટે છે. આ તેલથી વંધ્યા સ્ત્રીને પુત્ર થાય છે. આ તેલ બધા વાતરોગોને મટાડે છે. (શા સં.)

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે ૦ા શેરની કીં.રૂ.૧-૪-૦

**નિંબબીજ તેલ**—કડવા લીંબડાનાં બીજને ભાંગરાના રસની ભાવના તથા બીયાની છાલના કવાથની ભાવના દેવી. તે બીજમાંથી તેલ કાઢવું. તે તેલ નાકમાં નાંખવામાં આવે તો ધોળા થયેલ વાળ કાળા થાય છે. એટલે વૃદ્ધ હોય તે તરૂણ થાય છે. પથ્ય, દુધ અને ભાત ખાવા આપવાં. [શા. સં.]

**निलीकादी तेल**-गळी; केवडानो कंद: भांगरो; कांटाशेरीओ, घोळा सादडनां फुल, बीयानां फुल, काळा तल; तगर; कंद सहित कमळफुल; लोढानो भूको; धवडीला, दाडमनी छाल; गळो, हरडां; बेढां, आंबळां; कमळनी निचेनो कादव ए सर्व अकेक भार लइ तेनो कल्क करी तेथी चार गणुं तेल; हरडां; बेढां अने आंबळानो क्वाथ बसोबोतेर कर्ष अने भांगरानो रस बसोबोतेर कर्ष लइ ए चारे एकत्र करी तेल बाकी रहे त्यांसुधी उका। ते तेलने गाळी लेवुं. आ तेल चोपडवाथी केश स्थिर थाय छे अने कवखते खरी पडता वाळ काळा थाय छे. दारुण कपाळ रोग अने उपजीव्हक जीव्हा रोग मटे छे. [शा. स.]

**नीर्गुंडी तेल**-दुधीया वछनागना मूळनो कल्क एक भाग, तलनुं तेल चार भाग; नगोडनो रस सोळ भाग; पाणी सोळ भाग सर्वे मिश्र करी तेल बाकी रहे त्यांसुधी उकाळी ते तेलने गाळी लेवुं आ तेलनु नश्य आपवाथी जलदी गडमाळा रोग मटे छे.

**पाठादि तेल**—काळीपाट; हळदर; दारुहळदर; मोरवेल, पींपर; तेनो उकाळो तथा जाईनां पाननो रस; तेनाथी ४ गणु तेल; तेलथी ४ गणुं पाणी मेळवीने उकाळी तेल तैयार करवुं. नाकमा टीपां नांखवाथी पीनस रोग मटे छे, (नि. र.)

**प्रसारणी तेल**—नारवेल; रापल लइ तेमां एक द्रोण पाणी नाखीने उकाळी चोथो भाग बाकी रहे त्यारे उतारी गाळी लइ तेमां तेल; दहीं; कांजी; ए त्रणे पदार्थो पा पा द्रोण नांखवां; गायनुं दुध एक द्रोण नांखवुं. पछी जेठीमद; पीपरीमुळना गंठोडा; चित्रो, सिंधालुण; घोडावज; नारींग्ल; देवदार; रास्ना; गजपींपर; शीलामां, सुवा अने बालछड ए बारे ओषधो तेलनो आठमो भाग लइ कल्क करी तेने उपरना प्रवाही पदार्थोमां नांखी तेल बाकी रहे

ત્યાંસુધી ઉકાળીને પછી તેલ ગાળી લેવું તે તેલ શરીરે ચોળવાથી વાત કફરોગ; કુબ્જત્વ; પગુત્વ; ગૃધ્રસીવાત; અર્દિતવાત; હનુસ્તંભવાત માથાનો; વાંસાનો; જાંગોનો અને કેડોનું રહી જવું વિગેરે વાતરોગ મટે છે. (શા. સ.)

પીન્ડતેલ—મજીઠ, કપુરી મધુરી, રાળ, જેઠીમદ; અને મીણુ એ પાચે આષધો એક એક પલ લઇ તેમનો કલ્ક કરી એ કલ્કને વીશ પલ એરંડીયા તેલમાં ખદખદાવીને પછી તેનો મલમ કરવો આ પિંડતેલ મલમથી વાતરક્ત રોગ મટે છે. [શા. સં.]

બાળબિલ્વાદી તેલ—કુણાં બીલીફળ; ગોમૂત્રમાં વાટી કલ્ક કરવો; ચારગણું તલનું તેલ તેમાં મેળવવું. તેમાં ચારગણું બકરીનું દુધ અને દુધ જેટલું પાણી મેળવી ઉકાળવું. તેલ બાકી રહે ત્યારે; ઉતારી લવું. આ તેલ કાનમાં નાંખવાથી બહેરાપણું દુર થાય છે. શા. સં.

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. બા. ૧ ની કીં. રૂ. ૧—૦—૦

ભૃંગરાજ તેલ—લોઢાનો ભૂકો; હરડાં; બેહાં; આંમળાં અને કપુરીમધુરી એ પાંચ ઔષધો સરખે ભાગે લઇને તેનો કલ્ક એક ભાગ તલનું તેલ ચારભાગ અને ભાંગરાનો રસ સોળભાગ લઇ ત્રણે પદાર્થો એકત્ર કરી તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તે મસ્તકે ચોળવાથી દારૂણ કપાળરોગ. કન્ડુવાત; ઇન્દ્રલુપ્તરોગ તાલ પડવી અને કવખતે ધોળા થયેલા વાળ કાળા થાય છે.

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર છે ૦ા શેરની કીં. રૂ. ૧

મરીચાદી તેલ—મરી; હરતાલ; નસોતર, રતાંજલી; નાગરમોથ; મનશીલ; બાલછડ; હળદર; દારૂહળદર; દેવદાર, મોથ અને ઇન્દ્રવારણીનાં મુળ, કઠ; આકડાનું દુધ અને ગાયના છાણનો રસ એ પંદરે પદાર્થો એકેક રૂપિઆભાર; તથા શુદ્ધ વછનાગ બે રૂપીઆભાર

લઇને સર્વનો કલ્ક કરવો તેમાં સરસીયું તેલ એક પ્રસ્થ, ગોમુત્ર બે પ્રસ્થ અને પાણી બે પ્રસ્થ લઈ એ ત્રણે પદાર્થોની અંદર ઉપરનો કલ્ક મિશ્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ મરીચાદી તેલ શરીરે ચોળવાથી સર્વ પ્રકારના કુષ્ટો, પામા–ખસ, ચિત્રકુષ્ટ; રક્તકુષ્ટ; શ્વેતકુષ્ટ; કંન્ડુ અને કચ્છુ રોગ મટે છે. (શા. સ.)

આ તેલ હવે ફાર્મસીમાં તૈયાર મળશે બા. ૧ ની કીં. રૂ. ૧–૦–૦

**લાક્ષાદી તેલ**—બોરડી અથવા કડાની લાખ તોલા ૨૫૬; પાણી તેનાથી ચોગણું; મંદ અગ્નિથી ઉકાળી; ચતુર્થાશ પાણી બાકી રાખવુ તે ગાળીને તેમાં નીચેની વસ્તુઓ નાખવી. તલનું તેલ તોલા ૬૪; ગાયના દહીંની છાશ તોલા ૨૫૬; વરીયાળી; આસંધ હળદર; દેવદાર, કડુ; નાગરમોથ; રાસ્ના એ દરેક તોલા ૧; તેનું ચુર્ણ કરવું પછી મંદઅગ્નિથી તેલ પકાવવું. આ તેલ શરીરે મર્દન કરવાથી સર્વ વિષમજ્વર, શ્વાસ; કાસ; સલેખમ; કમ્મર તથા પીઠનું શુળ; વાતપીત્તનો કોપ; વાઇ; ઉન્માદ; ક્ષય; ભૂતબાધા; ખરજ; અંગની દુર્ગંધ; વિગેરે દરદો મટે છે. ગર્ભીણી સ્ત્રી આ તેલ નીત્ય શરીરે ચોળે તો ગર્ભ પુષ્ટ થાય. (શા. સં.)

આ તેલ હવે ફાર્મસીમાં તૈયાર મળશે બા. ૧ ની કીં. રૂ,૧–૪–૦

**વજાદી તેલ**–ઘોડાવજ; કપુરકાચલી; હળદર, દારૂહળદર; સુંઠ હરડે, અતિવિષની કળી; મોથ અને ઇંદ્રજવ દરેક ચારચાર રૂપીઆભાર લઇ કલ્ક કરવો એ કલ્ક સોપલ તથા પાણી ચાર દ્રોણ નાંખી ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગાળી લઇ તેમાં સરસીયું તેલ સોળસો રૂપીઆભાર તથા કુવાડીયાના પાનનો રસ સોલસો પલ નાંખી ધીમે તાપે તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળી ગાળી લેવું પછી તેમાં સીન્દુર નાંખી ઘુંટવું. આ તેલથી ગંડમાલા રોગ મટે છે. (શા. સં.)

**વજ્ર તેલ**—ડાંડલીઆ થોરનું દુધ; આકડાનું દુધ; ધંતુરાનો રસ; ચિત્રાના મુળનો રસ; અથવા ઉકાળો, ભેસના છાણનો રસ, સર્વે સરખાં લઇ પકાવવું. આ તૈયાર થએલ દર ચોસઠ તોલા બાર તેલમાં નિચેનું ચુર્ણ મેળવવું.

ગંધક, ચિત્રક, મનશીળ, હરતાલ, વાવડીંગ, અતિવિષ, વછનાગ, કડવી ડોડી; ઉપલેટ વજ, જટામાંસી, ત્રિકટુ, દારૂહળદર, નેકીમદ, સાજીખાર, જીરૂ, દેવદાર આ પ્રમાણે મેળવણી કરી પછી તે તેલ ચોળવાથી ચામડીના સર્વ વિકારો મટે છે. ( શા. સં.)

**વારૂણ્યાદી તેલ**—ઇન્દ્રવારણીના વેલાની ઉત્તર દીશાનું મુળ લાવી કલ્ક કરી તેમાં તલનું તેલ બાર પલ અને પાણી અડતાળીસ પલ લઈ એ ત્રણે પદાંથોને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ક્ષણવાર અગ્નિપર ઉકાળાને પછી તે તેલને ગાળી લેવું આ તેલ ત્રણ નિષ્ક ભાતની સાથે ખાવાથી હસ્તકંપ, શિરકમ્પ અને શિરકમ્પામન્ય, રોગ મટે છે. (શા. સં.)

**વ્યાઘ્રાદી તેલ**—બેઠીભોરીંગણી; નેપાળાનાં મુળ, ઘોડાવજ, સરગવાની છાલ, તુલસીના પાન, સુંઠ, મરી. લીંડીપીંપર, અને સિધાલુણ, એ નવે ઐાષધો સરખે ભાગે લઇને કલ્ક કરી એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોળભાગ લઇ ત્રણે પદાર્થોને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળને ગાળી લેવું. આ તેલ સુંઘવાથી પુતિનાસા રોગ મટે છે.

**શિગ્ર્વાદિક તેલ**—આદુનો રસ તોલા ૧૦ સરગવાની છાલનો રસ કે ઉકાળો તોલા ૧૦ બકરીનું દુધ તોલા ૧૦ તથા તેલ તોલા ૧૦ ઉકાળીને તેલ સિદ્ધ કરવું. વાયુ મટે. (વૈ. શા.)

**વિષગર્ભ તેલ**—ધંતુરાના મુળ, નગોડ, કડવી તુંબડીનું મુળ સાટોડી, કવચાં, કલગારી, લીંબડાની છાલ આસન કુ ાડીયાં, ચિત્રકમુળ, સરગવાનુ મુળ, બકાન લીંબડીની છાલ, દશમુળ, શતાવળ. કારેલી, ઉપલસરી (ધોળી તથા કાળી) શ્રીવર્ણી (શરપખો) ભોંયકાળું, થોર, તથા આકડાના પાન કાકજંઘા (બેડીપીલુડી) કણેર રાતી તથા ધોળી, મરડાશીંગી, અઘેડો ખપાટ એ સઘળાં ઔષધો દરેક ૧ ભાગ તે સર્વાના વજન બરાબર ત્રિફળાં અને એ સર્વના વજન બરાબર કાળા તલનું તેલ તથા એરડીયું અને તે સર્વથી ૪ ચાર ગણું પાણી લઇ તેમાં ઔષધો ખાંડી નાખીને તેલની રીત પ્રમાણે તેલ પકવવું તેમાં (પ્રથમ ક્વાથ કરવો પછી ચુર્ણ (કલ્ક) પછી તેલ નાખી સ્નેહપાક પ્રમાણે તેલ પકવવું) સુંઠ, મ ા પીંપર, આહન, રાસન, ઉપલેટ, લીંબડો, વજ, દેવદાર ઇંદ્રજવ, જવખાર; સાજીખાર, પંચલવણ, સીંધવ, સંચળ, વડાગરૂ, બીડલવણ તથા કચલવણ, મોરથુથુ. કાયફળ, કાળીપાટ, ભારંગી, નવસાર, ગંધક, પુષ્કર મુળ અને શીલાજીત એ ઔષધો ૧–૧ તોલાભાર તથા વછનાગ ૮ તોલા એઓનું ચુર્ણ કરીને તેલમાં મેળવી ઉકાળો પ્રવાહી ભાગ બળી જઇ તેલ રહે એટલે વસ્ત્રગાળ કરીને તે તેલ ચોળે તો સર્વ પ્રકારના વાતવ્યાધિ ( વાયુના રોગો ) સોજો માથાની પીડા, કાનના સણકા અધ્રસી, સાંધવા અને કુબ્જ, ભમર. પીઠ. તથા સાથળ વિગેરે સર્વાંગ કળતર નાશ પામે છે, ટુંકામાં સર્વ પ્રકારના વાયુના રોગો કંઠમાળ અપચી કાનમાં થતો ઘોંઘાટ રામસ્ત સન્નિપાત બહેરાપણું અને વૃદ્ધાવસ્થા એ સર્વનો નાશ કરે છે. આ વિષગર્ભ તેલ કહેવાયછે નિ.ર

આ વિષગર્ભ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. પાશેરની બા. ૧ ની કીં. રૂ. ૧—૦—૦

વ્યાઘ્રાદિ તેલ–બેઠીભોંરીંગણી, નેપાળાનાં મૂળ, ઘોડાવજ, સરગવાની છાલ, તુલસીનાં પાન, સુંઠ, મરી, લીંડીપીંપર, અને સિં- ધાલુણ, એ નવે ઔષધો સરખે ભાગે લઇને કલ્ક કરી એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ અને પાણી સોળભાગ લઇ ત્રણે પદાર્થોને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને ગાળી લેવું. આ તેલ સુંઘવાથી પુતિનાસા રોગ મટે છે.

શિગ્વાર્દ્રકતેલ–આદુનો રસ તોલા ૧૦, સરગવાની છાલનો રસ કે ઉકાળો તોલા ૧૦, બકરીનું દુધ તોલા ૧૦, તથા તેલ તોલા ૨૦ ઉકાળીને તેલ સિદ્ધ કરવું. વાયુ મટે. વૈ—શા.

શતાવરી તેલ–શતાવરી, ખરેટીનાં મુળ, સુગન્ધી સમેરવા- નાં મુળ, એરંડાનાં મુળ, આખસંન્ધ, ગોખરૂ, બીલીનાં મુળ, કાંસડો અને કાંટાશેરીઓ દરેક ૭ ૭ રૂપીઆભાર લઇ કલ્ક કરી તેમાં ૨૫૪ રૂપિઆભાર પાણી નાંખી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળી તે પાણીને ગાળી લેવું પછી તેમાં તલનું તેલ, ગાયનું દુધ; શતાવરીનો સ્વરસ અને પાણી દરેક એકેક પ્રસ્થ નાંખવા તેમજ શતાવરી, દેવદાર, બાલછડ, તગર, સુખડ, સુવા, ખરેટીનાં મુળ, કઠ. એલચી, પથ્થરફુલ, કંનળ, વારાહીકંદ, શતાવરી, જેઠીમધ, આસંન, વિદારીકંન્દ, દરેક એકેક રૂપિઆભાર લઇ કલ્ક કરવો તેને ઉપરના પ્રવાહી પદાર્થોમાં નાંખી ગાયના છાણાંના અગ્નિથી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળવાં પછી તે તેલને ગાળી લેવું. આ તેલ પુરૂષ શરીરે ચોળે તો તેને નિત્ય સ્ત્રી સંગ કરવાનું સામર્થ્ય આવે, સ્ત્રી ચોળે તો તેને છોકરાં થાય છે. વળી આ તેલથી યોનીશૂળ, અંગશૂળ, માથાના સણકા, કમળો, પાંડુ, વિષદોષ, ગૃધ્રસી વા, મસા, પ્રમેહ, વાતરક્ત, રક્તપ્રદર, રક્તપિત, આમ્લવાત, અર્દિતવાત વિગેરે રોગ મટે છે. શા.

આ તેલ તૈયાર છે ૦ા શેરની કીંમત રૂ. ૧—૪—૦

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

ષડબિંદુ—એરંડ મુળ, તગર, શતાવરી, હરડે અથવા મીઠી અરખોડી (ડોડી), રાસ્ના, સૈંધવ, ભાંગરો, વાવડીંગ, જેઠીમદ, સુઠ, કાળા તલનું તેલ, તેલથી મિશ્રીત કરેલું બકરીનું દુધ, એ સર્વેને ચાર ગણા ભાંગરાના રસમાં પકાવવાથી, 'ષડબીંદુ તેલ' બને છે તે માથાનાં તમામ દરદો મટાડે છે. દાંત મજબુત કરે છે. નેત્રની શક્તિ વધારે છે.

હીંગ્વાદિ તેલ—હીંગ. તુંબરૂ, અને સુંઢ એ ત્રણે આષધો સરખે ભાગે લઇ કલ્ક કરી ચાર ભાગ સરસીયું તેલ અને સોળ ભાગ પાણી લઇ એકત્ર કરી તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળી ગાળી લેવું તે તેલ કાનમાં રેડવાથી કર્ણશૂળ મટે છે શા.

ક્ષારતેલ—કુણા મુળાનો ક્ષાર, જવખાર, [પંચલુણ, સીંધાલુણ, સંચળ, બીડલુણ, સમુદ્રલુણ, કાચલવણ] હીંગ, સરગવાની છાલ, સુંઠ, દેવદાર, વજ, કઠ, સુવા, રસવંતી, પીંપરીમુળ, મોથ, એ સવે વસ્તુ દરેક તોલા ૪ લઇ તેનો કલ્ક કરવો. તલનું તેલ તોલા ૬૪, કેળનો રસ, બીજોરાનો રસ તથા મધુસુકત (કાગદી લીંબુનો રસ તો, ૬૪ મધ તોલા ૧૬. પીંપરનું ચુર્ણ તોલા ૪ એ ત્રણેને એક માટલામાં નાંખી મોં કપડ માટીથી બંધ કરી એક માસ સુધી અનાજના ઢગલામાં રાખવું તેથી મધુસુકત તૈયાર થાય છે,) એ દરેક તો. ૨૫૬ તેનું તેલ સિદ્ધ કરવું, કાનનું પરૂ, કાનનો અવાજ, કાનનું શૂળ, બેહરાપણું, કાનના જીવડા વિગેરે કાનના રોગ તથા મોંના રોગ મટે છે. શા.

# પ્રકરણ ૧૫ મું.

## લેપ.

બિડાલક્ષલેપ-નેત્રની પાંપણે સિવાયના બહારના ભાગોમાં લેપ કરાય છે. તેને બિડાલક્ષ લેપ કહે છે. તેના માત્રા મુખલેપના વિધાન પ્રમાણે છે. જેઠીમધ સોનાગેરૂ સીંધવ દારૂહળદર, કરૂખાપરીયો સમભાગ પાણીમાં વાટી લેપ કરવાથી નેત્રના સર્વ રોગો મટી જાય છે. ભા, પૂ. પા. ૫૪૭.

આંખ આવી હોય તો બહારના ભાગ ઉપર આ લેપ ચોપડવાથી આંખ મટી જાય છે.

આ લેપ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. બા. ૧ ની કીં. રૂ. ૦ાા

અસ્થિસંધાનક લેપ—ગુજર ભા. ૯ જદાર ભા, ૧, શીકાતરીઓ એળીઓ, ભા. ૧૫, ફટકડી ભાર ૮, મેંદાલકડી ભાર ૪ ઇસસ-રેસગુંદર ભાર ૭, આંબા હળદર ભાર ૭ રેવચીની શીરો ભાગ ર આ સર્વ ચીજો બારીક ખાંડી પાણીમા વાટી લેપ કરી ઉપર રૂ દાબવાથી મુંઢમાર, પછાડ, વિગેરે કારણોથી લોહીનો જમાવ થયો હોય તે વેરાઇ જાય છે, કચરાયેલ તથા ભાંગી ગયેલા હાડકાપર કેટલાક દિવસ સુધી લગાડવાથી સારૂ થાય છે, અને સોજો મટે છે.

આંજણીનો લેપ-રસવતી સુંઠ, મરી, પીપર, સરખે ભાગે લઇ પાણીમાં વાટીને ગોળી કરવી. તે ગોળી પાણીમાં ઘસી લેપ કરવો જેથી આંજણી મટશે. શા.

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

**ઇંદ્રલુપ્ત લેપ**--પટોલ પત્રનો રસ ત્રણ દિવસ ચોપડવા. ભોરીંગણીનો રસ મદમાં મેળવી ચોપડવો. ચણોઠીનાં મુળ તથા ચણોઠી વાટી મદ મેળવી લેપ કરવો. જેથી ઉંદરી અને ટાલ મટી જશે અને વાળ ઉગશે. શા.

**વાળ વધારવાનો લેપ**—ગોખરૂ, તલના વૃક્ષનાં પુલ, બંનેને વાટી મદ તથા ઘી મેળવી માથા ઉપર લેપ કરવો. ચાર પગવાળાં પશુ બકરાં, ઘેટાં, હરણ વિગેરેનાં ચામડાં, વાળ, નખ, શીંગડાં હાડકાં વિગેરેની રાખ કરી તલના તેલમાં કાલવી લેપ કરવો. હાથી દાંત બાળીને તેની રાખ તથા રસવંતી બકરીના દૂધમાં વાટી લેપ કરવાથી જે જગાના વાળ ગયા હોય તે જગામાં ફરી વાળ ઉગે છે.

**કૃમિઘ્નલેપ**—કરંજ, કડવો લીંમડો, નગોડ, સર્વનાં પાન વાટી જીવડા પડેલા ધારામાં ભરવાથી જીવડા મરે છે. હીંગ ને કડવા લીંબડાનાં પાન વાટીને લેપ કરવો. લસણ વાટીને લેપ કરવો.

**કુષ્ટહર લેપ**-હરડે, કરંજ બી, સરસવ, હળદર, ચણોઠી, સિંધાલુણ વાવડીંગ, સર્વે સરખે ભાગે લઇ પાણીમાં વાટી લેપ કરવો જેથી સર્વ જાતના કુષ્ટ રોગ મટે છે (યો. ર)

પારો ને ગંધકની કજ્જલી કરી તેને સરસીયું તેલ અને ભાંગરાના રસમાં મેળવીને લેપ કરવાથી સર્વ જાતના ચામડીનાં દરદો મટે છે. ( યો. ૨.

પીળી જાઇ, હીરાકસી, વાવડીંગ, મનશીલ, ગોરોચન અને સીંધાલુણ, છએ ઔષધોને સરખે ભાગે લઇ ગોમુત્રમાં વાટી લેપ કરવાથી સ્વીત્રકુષ્ટ મટે છે.

---

**ખસનો લેપ**—દારૂડી, વાવડીંગ, હીંગળો, ગંધક, કુંવાડીયાનાં બી, કઠ, સીંદુર, સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી ધંતુરાના રસમાં એકેક દિવસ મર્દન કરી લેપ તૈયાર કરવો. તેલ, ગંધક, પારો લઇ, પારા અને ગંધકની કજ્જલી કરીને ધતુરાના રસમાં તે ત્રણેને પકાવી તેલ તૈયાર કરવું. ખસ, ખરજવુ, દાદર, વીયા ફાટવા વિગેરે મટે છે. (વૈ. જી.)

**ગંડમાળનો લેપ**—બીલામાં, હીરાકસી, ચિત્રકમુળ, દાંતીમુળ. તેનું બારીક ચુર્ણ કરીને ગોળ તથા થોરના અને આકડાના દુધમાં કાલવીને લેપ કરવો, જેથી ગંડમાળ એટલે ગળા ઉપરની ગાંઠો મટે છે. (વૈ.જી)

**ચાંદીનો લેપ**-રસવંતી, સરસવ, હરડે તેનું બારીક ચુર્ણ મધ સાથે મેળવી ચોપડવાથી સર્વ જાતની ચાંદી મટે છે. (શા.સ)

**ચિત્રિનો લેપ**—રતાંજલી, મજીઠ, લોદર, કઠ, ધઉંલા, વડની કુંપળો તથા મસુરની દાળ સરખે ભાગે લઇ પાણીમાં વાટી ચાત્રી ઉપર લેપ કરવો. (૨) ધોળા ઘોડાના નખની રાખ માખણમાં મેળવી લેપ કરવો, (૩) અર્જુન વૃક્ષ કે સાદડાની છાલ તથા મજીઠને મધમાં વાટી લેપ કરવો. જેથા ચીત્રી મટશે.

**તારૂણ્ય પીટીકાનો લેપ**-લોદર, ધાણા, તથા વજ સરખે ભાગે વાટી મોં ઉપર લેપ કરવો. (૧) બીજોરાનાં મુળ, મનશીલ ઘી તથા છાણનો રસ તેનો લેપ મોં ઉપર ચોપડવાથી ફોડલીઓ, ચીત્રી તથા કાળાશ દુર થઇ કાંતિ વધે છે. [૩] ગોરાચન તથા મરી પાણીમાં વાટી લેપ કરવો. (૪) વડનાં પાકેલાં પાન, જાઇનાં પાન રતાંજલી, કઠ, દારૂહળદર, લોદર તેનો મોં ઉપર લેપ કરવો. (૫)ધોળા

---

સરસવ, વજ, લોદર, તથા સિંધાલુણુ તેને પાણીમાં વાટી લેપ કરવો જેથી જુવાનીના ખીલ, ચીત્રી તથા કાળાશ દુર થાય છે.

**દશાંગલેપ**—સરસડાની છાલ, જેઠીમદ, તગર. રતાંજલી જટામાંસી, લોદર, દારૂહળદર, કઠ, વાળો તથા એલચી દશ વસ્તુનુ સમાન વજને ચુર્ણ કરી તેમાં જસ ઘીનું મોવણ નાંખી તેને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં ઘુંટવું પછી તે લેપ ચોપડવાથી તમામ પ્રકારની ગરમીનાં ગડગુમડ. સોજો, દાહ રતવા, ઉંદર તથા બીજા ઝેરીજંતુનો સોજો અને વનસ્પતિના ઝેરનો સોજો મટે છે. (શા-સ)

**દોષધ્ન લેપ**—સરગવાના મુગની છાલ, સુંઠ. સરસવ, સાટોડીનાં મુળ તથા દેવદાર સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. ખાટી છાસમાં કે છાસની પરાસ (ઉપરની તોર) માં વાટીને જાડો લેપ કરવાથી વાયુ તથા કફનો સોજો અને ગાંઠો મટશે (શા-સં)

**દાહ માટે લેપ**—સુખડ, કપુર તથા વાળો તેનો લેપ શરીરે કરવો હજારવાર ઠંડા પાણીથી ધોયેલ ઘી શરીરે ચોળવુ. (વૈ-જી)

**ધોળાકોઢનો લેપ**—કાળીજીરી ભાગ ૪, હરતાળ ભાગ ૧, ત્રિફળા ભા, ૧ પાંચેને ગોમુત્રમાં વાટી લેપ કરવો, પીળાં ફુલવાળી કણેર. હીરાકસી, વાવડીંગ, મનશીળ, ગોરોચના, સીધાલુણુ ગોમુત્રમાં વાટી લેપ કરવો ધોળા કોઢ તથા ચિત્રી મટે છે.

**નેત્રરોગનો લેપ**—હરડે, સીંધાલુણ, સોનાગેરૂ, રસવંતી સર્વે સરખે ભાગે લઇ પાણીમાં વાટી ડોળાની બહારના ભાગમાં લેપ કરવો સર્વ જાતના નેત્રરોગ મટે છે

**રતવાનો લેપ**—સોનાગેરૂ, રસવંતી, મજીઠ, જેઠીમદ, વાળો,

રતાંજલી, પદ્મક ખાંડીને બારીક વાટી લેપ કરવો જેથી રતવા, કખવા ગરમીના સોજા, દાહ મટે છે.

વધરાવળનો લેપ—જીરૂં, પલાંશી, કઠ, એરંડમુળ, બોરડીની છાલ સરખે ભાગે લઇ કાંજીમાં વાટી લેપકરવાથી અંડવૃદ્ધિ મટે છે.

વાળ કાળા કરવાનો લેપ—ઇન્દ્રવરણુનાં બીનું તેલ કઢાવીને ધોળાવાળ ઉપર નિત્ય ચોપડવું. (૨) લોઢાનું ચુર્ણ, ત્રિફળાં ભાંગરો, કાળાપાટ તે છ વસ્તુને શેરડીના રસમાં નાંખી એક માસ રહેવા દેવી પછી તેનો લેપ કરવો. (૩) આંબળાં, હરડાં, બેઢાં, આંબાની ગોટલીનો મગજ અને લોઢાનું ચુર્ણ તોલો ૧, તે સર્વને લોઢાની કઢાઇમાં ખુબ ઘુંટીને એક રાત રહેવા દેવું; બીજે દીવસે ધોળા વાળ ઉપર લેપ કરવો (૫) ત્રિફળા, ગળીનાં પાન, લોઢાનું ચુર્ણ ભાગરો સરખે ભાગે બકરાના મુત્રમાં વાટી લેપ કરવો.

વિષઘ્નલેપ—અજાગંધ તેલ-લેપ બકરીના દુધમાં તલવાટીને તેમાં માખણ મેળવી લેપ કરવો જેથી ભીલામાં ફુટયાં હોય તો તેનું ઝેર સમે છે, અને સોજા મટે છે, (શા-સ)

શીળસનો લેપ—ધોળા સરસવ, હળદર, ઉપલેટ, કુવાડીયાનાં બી અને તલ, સરખે ભાગે લઇ બારીક ચુર્ણ કરીને સરસાયાના તેલમાં કાલવી લેપ કરવે. પીત્તને લીધે શરીર ઉપર શીળસ ધ્રામઠાં ઉપડે છે, તે મટે છે. (શા-સ)

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસી અમદાવાદમાંથી મળશે.

# પ્રકરણ ૧૬ મું.

## મલમ.

**પાદદારી મલમ**—રાળ, સીંધાલુણ, ગોળ, મીણ, મધ, અને ગુગળ એને અનુક્રમે તાપ ઉપર મુકી એકરસ થયેથી બીજી વસ્તુઓનું બારીક ચુર્ણ મેળવવું. એ ચોપડવાથી પગમાંના ચીરા તથા જોડાના કણુને મટાડે છે.

**પાદદારી મલમ**—પારો, જીરૂ, શાહજીરૂ, હળદર, મરી, સીંદુર, તથા મનશીલ તેનું બારીક ચુર્ણ કરી ઘી મેળવી-લગાડવાથી ખસ, ખરજવાં, ગડગુમડ તથા માથાનો જતુવાળો ખોડો-મટે છે.

**ગરમીની ચાંદીનો મલમ**—હીરાદખણ, એલચી, કાથો દરેક તોલો ૧ અને કપુર તોલા ૦॥ તેને બારીક ઘીમાં નાખી મલમ કરવો જેથી પરૂવાળાં ગરમીનાં ઘારાં મટે છે. ઓદાર તોલા ૫, ગળ તોલા ૫, કપુર તોલા ૨॥, સર્વ લઇ તેમાં ઘી તથા મીણ મેળવી તેનો મલમ કરવો, ઓદાર તોલા ૨૦, રાળ તોલા ૨૦, કપુર તોલા ૧૦, મીણ તોલા ૧૦, ઘી તોલા ૧૦, મીણ તથા ઘીને ધીમા તાપથી ગરમ કરી તેમાં પ્રથમની ત્રણ વસ્તુઓનું બારીક ચુર્ણ કરીને મેળવી દઇ ચાંદા તેમજ ચેળવાનાં ચાદાં પર લગાવવાથી મટે છે.

**હરસના મસાનો મલમ**—અફીણ તોલા ૨, માથાનો ભુકો તોલા ૫ સાદો મલમ તોલા ૩૦ તેનો મલમ કરવો, જે ચોપડવાથી લોહી તથા બળતરા મટે છે.

---

## પ્રકરણ ૧૭ મું.

### શરબત.

**આદુનું શરબત**—આદુનો રસ કાઢી તેમાં અરધુ પાણી મેળવવું પછી સાકર નાંખી ધાટો રસ થાય ત્યાં સુધી ઉકાળવું પછી તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી, લવીંગ સર્વ વસ્તુ રસના પ્રમાણમાં મેળવી મજબુત બુચવાળી શીશી ભરી રાખવી. માત્રા તોલા ૨ાા પીત્ત, રક્તપીત્ત, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ અને અરૂચી મટે છે.

**ગુલાબનું શરબત**—શરબતની રીતે પાણીમાં સાકરની ચાસણી કરીને તેમાં ગુલાબજળ નાખવું એકલા ગુલાબજળમાંજ સાકર નાંખીને ચાસણી કરવાથી વધારે સારૂ શરબત બને છે. ગુલાબજળ જેમ વધારે ઉંચું તેમ શરબત વધારે સારૂં બને છે.

**દાડમનું શરબત**—સારાં પાકેલાં દાડમ નં. ૨૦, લાવી તેમાંથી દાણા કાઢી તેનો રસ કાઢવો. તે રસમાં સાકર શેર ૧ નાંખી ધાટું થાય ત્યાં સુધી ઉકાળવાં. પછી ઉતારીને કેસર તોલો ૦ાા એલચીનું ચુર્ણ તોલો ૧, મેળવી શીશીમાં ભરી રાખવું.

રૂચીકર તથા પિત્તશામક હોવાથી કેટલીક દવાઓના અનુપાનમાં યોજી શકાય છે. ઉનાળામાં પીવાથી ફાયદો થાય છે.

**લસણનું શરબત**—લસણને છોલી તેની ઝીણી કાતરી કરીને રતલ ૧ ના સુમારમાં લઇ અને ઉનું પાણી પાઇન્ટર લઇને લસણ તેમાં નાંખીને બાર કલાક સુધી રાખવું. પછી તેને ગાળી કાઢવું પછી તે પાણીમાં બરાબર વજ ને ખાંડ નાંખી એક રસ કરવું એટલે શર-

બત થશે. તે ખાવાથી છાતીની હાંફણ, કોઠાની નબળાઇ, ધ્રુજારી વીગેરે મટે છે.

**લીંબુ તથા દુધનું શરબત**--એક કાચનું વાસણ લઇ તેમાં તાજું ગરમ કરેલું દુધ એક પાઇન્ટ નાંખવું, પછી તેમાં ૦॥ પાઇન્ટ લીંબુનો રસ મેળવવો. છેવટ મીઠું લાગે ત્યાં સુધી તેમાં ખાંડ તથા સાકર નાંખી ગાળી લેવું એટલે લીંબુ તથા દુધનું શરબત બનશે તે ખાવાથી ઠંડક છે. મગજના રોગો મટે છે.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### પરચુરણ ઓષધો.

૧ હિમજ, અતિવિષ, હિંગ, સંચળ, વજ, ઈંદ્રજવ એ સર્વેનું સમભાગ ચુર્ણ ગરમ પાણીમાં અડધો તોલો આપવાથી પેટનો વાયુ તથા શુળ બંધ થશે.

૨ વીરણવાળો, સિંધવ, હિંગ, એરંડાનું મુળ, એ સમભાગે લઈ ચુર્ણ બનાવી ઉના પાણીમાં પીવાથી પેટમાં દુખતું બંધ થાય છે.

૩ બહેડાં ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, હરડે ૧ ભાગ, કરકજના ઓળાના બીજ ૩ ભાગ, આ સર્વેનું બારીક ચુર્ણ કરી ભીજ કરી બોર જેવડી એરંડીયા તેલમાં ગોળીઓ વાળવી, તે લેવાથી પેટમાં દુઃખતું દુર થાય છે.

૪ સુંઠ, હીમજ, પીંપર, નસોતર, સંચળ, સમભાગ લીધાથી ચુંક, પેટનો વાયુ, તથા મળસ્તંભ દુર થશે.

---

૫. સુંઠ, હીંગ, સાજીખાર એ સર્વેનું ચુર્ણ અજીર્ણ તથા શુળનું શમન કરે છે.

૬. જવખાર, ટંકણખાર, ચિત્રાનાંમુળ, ત્રીકટુ, પંચલવણ (મીઠુ સીંધવ, સંચળ, બીડલુણ, સાજીખાર) નું સમભાગે ચુર્ણ ત્રીફળાના કવાથમાં લેવું, જેથી દસ્ત સાફ આવે છે.

૭ સુંઠ, મરી, ટંકણખાર, પારો, ગંધક આ સર્વેને સમભાગ લેવાં અને તેમાં નેપાળાનાં બીજ બે ભાગ લઇ તેને ખરલમાં ઘુંટી એકત્ર કરવુ બાદ બે રતીના પ્રમાણમાં તે આપવું. નેપાળાનો જુલાબ આપવામાં ઘણીજ સાવચેતી રાખવી. અણુસમજુ લોકો કેટલીકવાર તેનો જુલાબ લે છે તેથી વખતે ઘણું માઠું પરીણામ આવે છે.

૮ સાટોડી, સુંઠ, ગળો, દેવદાર અને હીમજના કાઢામાં ગાયનુ સમભાગે મુત્ર નાંખી પીવું.

૯ સારસાપરીલા બનાવવાની રીત–રાા ઔંસ રેડ જમેકા સારસાપરીલાનાં મુળ ાા ઔંસ, સસેફ્રાસનાં મુળ ાા ઔંસ, ગોઆકમનુ લાકડુ ાા ઔંસ, નાા જેઠીમધનું લાકડું ૬૦ ગ્રેન, મેઝીરીયનની છાલ ાાા પાઇન્ટ, ઉકળતું પાણી–ઉપરની સઘળી ચીજોને ખાંડી ઝીણી કરી એક વાસણમાં ભરવી; પછી એના ઉપર ૧ાા પાઇન્ટ ઉકળતું પાણી રેડી ૧ કલાક ઢાંકી રાખવું. ત્યાર પછી તેને ધીમી આંચે ૧ પાઇન્ટ પાણી રહે ત્યાં સુધી ઉકાળવું, પછી ઠંડુ થએથી ગાળી કાઢવું આ દવા લોહી સુધારી હોજરીને શકિત આપે છે, પસિનો લાવે છે, અને સાંધવા નજલો, તથાં બીજાં ચામડીનાં દરદોને ફાયદો કરે છે. પ્રમાણ ૧ થી ૨ આંસ સુધી દીવસમાં બે વખત લેવાન હરકત નથી.

---

૧૦ લોબાનનાં ફુલ બનાવવાની રીત—એક લોઢાંની પાતળી લોઢી ઉપર લોબાનની ઝીણી ભુકી પાથરી લોઢીને ધીમી આંચ ઉપર મુકવા, અને આ ભુકી પાતળી થયા પછી તે ઉપર એક કાચનું વાસણ ઉંધું ઢાંકી સાંધો બંધ કરી તવીના તળીએ જરા વધુ તાપ કરવો જેથી બાફ થઈ પેલા વાસણના તળીએ લાગશે, બાફ બરાબર બંધાઇ રહે ત્યારે ઉતારી ઠંડુ થવા દેવું, અને પછી ઉપલા વાસણને ધીમેથી ઉઠાવી લઇ તેનાં તળીએ બંધાઇ રહેલાં લોબાનનાં ફુલ એક છરીથી ઉખાડી લેવાં. આ લોબાનનાં ફુલ દવાના કામમાં આવે છે.

૧૧ પારાનાં પ્યાલાં, ગોળીઓ બનાવવાની રીત— લોઢાની કઢાઇને દેવતાપર રાખી તેમાં એરંડુથાનો કપડછાણ ભૂકો નાંખી તેપર પારો નાખી તેના પર એક ચીનાઇ પ્યાલો ઉંધો ઢાંકવો, તેની કીનારીમાંથી પવન ન જાય એટલા માટે ઘઉના ભીના આટાથી તેનો સાંધો બંધ કરવો, બાદ તે કઢાઇમાં પાણી ભરી તળે દેવતા સળગાવવો, જયારે પારો સીજીને લાલ થાય ત્યારે કઢાઇ નીચે ઉતારવી અને પછી તેમાંના પારાના ઇચ્છા અનુસાર ચીજો બનાવવી; અને તે સુકાયા કેડે દોલાયંત્રમાં બકરીનું મુત્ર ભરી તેમાં પારાની બનાવેલી ચીજો નાંખી પકાવવી, જેથી તે સ્વચ્છ સફેદ રંગની રૂપાના જેવી બનેલી દેખાશે.

૧૨ બીજી રીત—પારા અને કલાઇને સમ ભાગે લઇ દેવ ચંપાના દુધમાં ખરલ કરી એક રસ કરીને જેવો ઘાટ બનાવવો હોય તેવા બીબામાં રેડી દઇ ઘાટ બનાવવો.

૧૩ ત્રીજી રીત—અળશીના તેલને ઉકાળી તેમાં પારાને જરા ગરમ કરી નાંખવાથી પણ જામી જાય છે. બાદ તેની જોઇએ તેવી ચીજ બનાવવી.

**૧૪ કપુરનાં પ્યાલા બનાવવાની રીત**—માટીનાં બે પ્યાલાં લાવી તેમાં એકમાં કપુર ભરવું, બીજાને તે ઉપર ઉંધો પાડી બન્ને પ્યાલાનો સાંધો બંધ કરી લેવો, સાંધો ઘઉંના લોટની લાહીથી બંધ કરવો, પછી તે પ્યાલાઓને એક નાનો ચુલો બનાવી તે ઉપર મુકી તળીએ એક કોડીયામાં કપુર જેટલું જ ઘી પુરી દીવો સળગાવવો, જ્યારે ઘી બળી રહેશે એટલે કપુર નીચેના પ્યાલામાંથી ઉડી ઉપરના પ્યાલામાં ગયું હશે એમ સમજી ધીરેથી તેને ઠંડુ પાડી સાંધો વખોડી ઉપરનો પ્યાલો સંભાળી લેઇ લેવો, તે પ્યાલાને હળવેથી માટીનો ભાગ ભાગી નાંખી કપુરનો પ્યાલો કુઇ લેવો. આ ગ્લાસમાં પાણી પીવાથી કોલેરા, મરડો, સંગ્રહણી વીગેરે દરદો મટે છે.

**૧૫ કપુરની માળા**—એક માટીના હાંડલામાં કપુર મુકી ઉપર એક ઊંધો પ્યાલો મુકવો જેના કાના અને હાંડીના તળીયાના ભાગનો સાંધો ઘઉંની લાહીથી બંધ કરી સુકાયા પછી હાંડીમાં પ્યાલો ડુબે તેટલું પાણી ભરવું. પછી તળે મંદાગ્નિ કરવો અને એક કલાક પછી તેમાંનું પાણી પીચકારીથી કાઢી લેઇ પ્યાલાને ધીમેથી ઉખેડી તે માંહેનો કપુરનો રસ મણકા પાડવાના બીબામાં રેડી દેવો. તેમ ન ફાવે તો હાંલ્લાના તળીએ ઝીણો છેદ પાડી બીબામાં રસની ધાર કરવી. જેથી કપુરના માળાના મણકા તૈયાર થશે. આ માળા કોલેરાના વખતમાં પહેરી રાખવાથી કોલેરા લાગુ પડતો નથી.

**૧૬ ગંધકનાં પ્યાલાં**—ઉપર બતાવેલ કપુરના પ્યાલાની ક્રિયા જે છે તે જ ગંધક માટે કીયા કરવી. ફરક માત્ર એટલોજ કે કપુરના બદલે ગંધક લેવો.

**૧૭ કપુરનો અર્ક**—રેકટીફાઇડ સ્પીરીટ ૮ ઔંસમાં ૧ ઔંસ કપુરને ઓગાળી બાટલીમાં ભરવું. આ અર્ક ૧૦ થી ૬૦ ટીપાં સુધી

પીવામાં આવે છે. આ અર્ક પીવાથી જરાક કેફ ચડે છે, પણ પેટમાં દુખતુ હોય તો તે બંધ પડે છે. આ અર્ક વાયુ રોગ, સોજો, ચુંક ઉપર ચોળવાથી એકદમ હઠાડે છે એવો ચમત્કારી અને અકશીર છે.

૧૮ પેનકીલર બનાવવાની રીત—પલીસ ગોયાકમ ૨૦ રતલ, કપુર ૨ રતલ, કે એન પેપર ૬ રતલ, લીકર અમોનીઆ સ્ટ્રાંગ ૧૨ રતલ, અફીણ ૦ાા રતલ, રેકટીફાઈડ સ્પીરીટ ૩૦ ગ્યાલન એ સઘળાંને સાથે મેળવી બે અઠવાડીયાં બરાબર મોં બંધ કરેલા વાસણમાં રાખી મુકી પછી ઉપયોગમાં લેવું.

૧૯ કોલ્ડ ક્રીમ બનાવવાની રીત—૧ રતલ મીઠી બદામનું તેલ તેમાં ૪ ઔંસ સફેદ મીણને પીગળાવવું. ઠંડુ થયા પછી ધીમે ધીમે ગુલાબજળ રેડી એક રસ કરવું. એટલે કોલ્ડક્રીમ બનશે અને ઠંડીના વખતમાં ચામડી ઉપર લગાડવાથી સુંવાળી અને નરમ રહે છે. તથા ઠડીના લીધે પગમાં ફાટ પડવી તથા કોઇ પણ જાતનો શરીર પરનો પડેલો ડાઘ આનાથી સારો થાય છે.

૨૦ કલોરોડાયન બનાવવાની રીત—કલોરોફોર્મ ૬ ડ્રામ, કલોરીક ઇથર ૧ ડ્રામ, ટીંકચર કેંપસીકમ ૦ાા ડ્રામ, ઓઇલ ઓફ પીપરમીટ ૨ ટીપાં, હાઇડ્રોકલોરેટ ઓફ મોરફીયા ૮ ગ્રેન, હાઇડ્રોસ્યાનિક એસિડ ૧૨ ટીપાં, પરકલોરાઈડ એસિડ ૨૦ ટીપાં, ટીકચર કેનાબીસી-ઈન્ડીકા ૧ ડ્રામ, ગોળ અથવા ખાંડનો સીરપ ૧ ડ્રામ એ સઘળાંને મેળવવાથી કલોરોડાઇન બને છે.

ઉપયોગ—કોલેરા, ઝાડો મરડો, શ્વાસ, ખાંસી વીગેરે ઉપર સારો ફાયદો આપે છે. માત્ર ૮ થી ૨૦ ટીપાં,

૨૧ આંખો દુખવી—મોરથુથુ ૨ વાલ, કપુર ૨ વાલ, ફટકડી ફુલાવેલી ૨ વાલ, અફીણ ૨ વાલ, વરીઆળી ૨ વાલ, સાકર ૨ વાલ

એ સઘળી ચીજોને બારીક વાટી ૪ ઔંસ પાણીમાં નાંખી ૬ કલાક પલાળી ગાળી લેઈ શીશીમાં ભરી રાખવું એટલે તે આંખમાં નાંખવા લાયક લોશન તૈયાર થશે. આંખ દુખવા આવે ત્યારે સવાર સાંજ અગર તેથી પણ વધારે ટાઇમ બબ્બે ટીપાં નાંખવાથી ઘણોજ સારો ફાયદો કરે છે.

૨૨ બીજી રીત—આવળની છાલ, તોલો ૧ લેઇ, ૨ ઔંસ પાંણીમાં પલાળી રાખી તેનાથી આંખમાં ફુંકારી ધોવાથી આંખો દુખતી બંધ થાય છે. તેમજ કચી ફટકડીને ઘસીને આંખનાં પોપચાં ઉપર (ડોળા) ખરડ કરી એકાંતમાં હવા ન લાગે તેવી જગોએ રહેવાથી ઉત્તમ ફાયદો થાય છે.

૨૩ મરડાનો ઉપાય-પ્રથમ એરંડીયા અને સુંઠનો જુલાબ લઇ બીજા રોજથી નીચેની દવા પીવા શરૂ કરવી-કેરીની ગોટલી, બીલાનો ગર્ભ, ધાવડીનાં ફુલ, મોચરસ (સીમળાનો ગુંદર) સુંઠ, જાબુના ઠળીયા, ઈન્દ્રજવ, વરીયાળી, જાયફળ, એ ચીજોને સરખા ભાગે લેઇ બે તોલા સાકરની ભુકી મેળવી દરરોજ તેમાંથી દરેક ટાઇમે ા તોલો ૨ તોલા દહીમાં મેળવી ચાટી જવું. પથ્ય-ઘઊં અડદ જેવો ભારે ખોરાક ન લેવો.

૨૪ દાદરનો ઇલાજ—૧ તોલો એળીયો, ૨ તોલા મોરથુથુ, ૧ તોલો આમલસારો ગંધક, ૧ તોલો પીતપાપડો, ૧ તોલો ઝીણી હીંમજી હરડે, ાા તોલો સુકાં આબળાં, ાા તોલો ફટકડી, ૧ તોલો કબુતરની હગાર, ૧ તોલો પુંવાડના બીજ એ સઘળાંને બારીક ખાંડી વસ્ત્રગાળ ચુરણ બનાવી લીંબુના રસમાં એક દહાડો ઘુંટી ગોળીઓ બાંધવી. આ ગોળી લીંબુના રસમાં અગર પાણીમાં ઘસીને દાદરને અંજોળી લગાવવાથી દાદર મટે છે.

૨૫ ખરજવાનો ઉપાય–આકડાના મુળ અને પુંવાડીયાનાં બીજ અને આંબળાં સરખા વજને લેઇ કુટી વસ્ત્રગાળ ચુરણ બનાવી દહીમાં કે સો વખત ધોએલા ઘીમાં મેળવી મલમ બનાવી લગાવવાથી સારૂં થાય છે.

૨૬ પ્રમેહનો ઉપાય–ઇલાયચી અરકુસીની છાલ, પાષાણભેદ, ધોળા એરંડાના મુળ, શીલાજીત, આમલસારો શોધેલો ગંધક, જવખાર ફટકડી, સાકર એ સરખા ભાગે મેળવી વસ્ત્રગાળ ચુર્ણ બનાવી તેમાંથી સવાર સાંજ ઠંડા પાણી સાથે બે આનીભાર લેવું. મરચું, મીઠું, ખટાશ વગેરે બીલકુલ ખાવું નહીં.

૨૭ખાંસીનો ઉપાય–સરપંખાનાં મુળીયાં ખ ડી ચલમમાં પાવાથી સારો ફાયદો થાય છે. ખસખસનાં પોશને ડોડાં ા એ તખત શેક કરવો.

૨૮ બીજો ઉપાય–સવારના હંમેશાં પીવાય તેટલું પાણી દાતણ કરતાં પહેલાં પીવું અડધા કલાક પછી તે પાણી દાતણ કરતી વેળા ગળામાં આંગળી નાંખી પીધેલુ પાણી કાઢી નાંખવું એ પ્રમાણે દરરોજ સવારના કરવાથી ખરાબ ખાંસી હોય તો પણ સારી થાય છે

૨૯ અર્શનો ઉપાય– ગુગળ તોલા ૫, મોટી હરડે તોલા ૫ હીમજી હરડે તોલા ૩, સફેદ ગાઇ તોલો ાા એ સઘળી ચીજો લાવવી ગુગળને પાણીમાં ધોઇ બીજી દવાઓ બારીક ખાંડી ગુગળમાં મેળવી દઇ તેની વટાણા જેવડી ગોળીઓ બનાવવી તેમાંથી દરરોજ ાા તોલાની માત્રાએ ગોળીઓ ગળવાથી અર્શ દુર થાય છે.

૩૦ બીજો ઉપાય—કાળાં મરી તોલા ૧૫, સવા શેર ૧, મધ શેર ૧, હવે સવા તથા કાળાં મરીને બારીક ખાંડી વસ્ત્રગાળ ચુરણ

---

બનાવી મધમાં ચાટણુ બનાવી ચાટવું, દીવસમાં બે વખત ચાટવું પ્રમાણુ-દરેક ટાઇમે ના ભારનું સમજી લેવું તેથી મટે છે.

તે ઉપર (હર્શ પર) લગાવવાનો મલમ મીણુ તોલો ૧, માયાનો ભૂકો તોલો ના તથા મીઠું તેલ તોલો ૧ એ ત્રણે જણસોને ગરમ કરી તેનો મલમ બનાવવો અને હરસ ઉપર ચોપડવો અથવા જવાસાની પોટીશ બનાવી બાંધવી.

૩૧ જળંદરનો ઉપાય—ડુંગળીનાં બીજ તોલો ૧ દરરોજ ખાડીને પાણી સાથે ત્રણ મહીના આપવાથી સઘળું ભરાએલું ખરાબ પાણી ઝરી જશે.

૩૨ બીજો ઉપાય—લસણની કળીયો છોલીને મધમાં નાંખવી. જયારે તે અથાઇ રહે એટલે તેમાંથી દરરોજ ના ભારના આશરે ખવડાવવું. એક માસથી દોઢ માસ સુધી આ પ્રમાણે કરવાથી જ-ળંદર મટી જાય છે.

૩૩ દાઝેલાનો ઉપાય—ઇંડાંની સફેતી સરકા સાથે મેળવી લગાવતાં સારૂં થાય છે.

૩૪ બીજી રીત—ગાયના ઘીને સો વખત ધોઇ ધોળો કાથો મેળવી લગાવતાં સારૂ થાય છે. તથા કુંવારનો ગર્ભ ચોપડવો, અથવા કોયલાની ભુકી ઘીમાં લગાવવી.

૩૫ વાળાનો ઉપાય—વીદારીકંદને છાશમાં વાટી વાળા ઉપર બાંધવાથી વાળો ગળી જાય છે, અથવા કૌચનાં પાંદડાંને મીઠા જોડે વાટી બાંધવાથી વાળો ગળી જઇ આરામ થાય છે.

૩૬ અવાળુનોઉપાય—મ્હોંમાં લવિંગ રાખવાથી અવાળુ નરમ પડે છે, અથવા ટંકણખાર દાંતે ઘસવાથી સારો આરામ થાય છે.

---

**૩૭ નાસુરનો ઇલાજ**—અરણીના પાંદડાંનો રસ કાઢી તેમાં રૂનો પેલ બોળી મારવાથી સારૂ થાય છે. એક વખત ઉખડી જાય તો બીજી વખત લગાવવાથી ઘણો ફાયદો થાય છે.

**૩૮ કોડનો ઉપાય**—ગીબરાની અંતરછાલ છાંયડે સુકવેલી શેર ૧, અને બાવચી શેર ૨. એ બે ચીજોને ખાંડી વસ્ત્રગાળ ચુરણ કરી તેમાંથી હરરોજ નવટાંકના પ્રમાણમાં ફાકે તો સરવે જાતના કોડ જાયછે

**૩૯ બીજો ઉપાય**—મેંદીનાં ફુલ અને પાંદડાં ઉકાળી તેનું સત્વ કહાડી કોડના રોગમાં દીવસમાં બે વખત અડધા ચમચાની માત્રામાં આપવામાં આવે તો કોડ રોગ નાબુદ થાય છે,

**૪૦ કસુવાવડ થઇ જતી અટકવવાનો ઉપાય**—માલકાંકણીના મૂળને કમ્મરે બાંધી રાખવાથી અધુરા માસે ગર્ભ પડી જતો નથી. અથવા કૌચનાં બીજની માળા ગર્ભવાળી સ્ત્રી• પહેરી રાખે તોપણ આ ભયથી મુક્ત થવાય છે, આ માળા રેશમના લાલ દોરાથી પરોવવી જોઇએ.

**૪૧ કૃમી મટાડવાનો ઉપાય**—કિરમાણી અજમાને પાણી સાથે લેવાથી કૃમી નાશ પામે છે અથવા પાંચ તોલા દાડમની છાલ બશેર પાણીમાં નાંખીને એકશેર પાણી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને તે ઉકાળો ઠંડો થયા પછી અડધા અડધા કલાકે એક એક પ્યાલો પવો. અથવા ૨ ઔંસ પાણીમાં ૨૦ ગ્રેન ગુંદરનો ભુકો અને ૪૦ ટીપાં ટરપેન ટાઇન પીગળાવી તેમાંથી દર ત્રણ કલાકે બે ચમચી જેટલું ઉમરના પ્રમાણે પાવું. દરદીને ખજુર, સાકર ખાવાની મનાઇ કરવી જેથી કૃમી રોગ નાશ પામશે.

**૪૨ ખસ (ખુજલી)નો ઉપાય**—બાવચીના બીજનો બારીક ભૂકો અને મરસીઉં તેલ સરખા ભાગે મેળવી ઘુંટીને શરીરે લેપ

---

કરવો, (ખુબ માલીશ કરવું) અને તડકામાં ફરવું, પછી ઠંડા પાણીએ નહાવુ. એ પ્રમાણે ચારેક દહાડા કરવાથી ખસ મટે છે.

૪૩ **બીજો ઉપાય**—સીંદુર અને મરી સરખા વજને ભેંસના માખણમાં મેળવી અંગપર લગાવવું, અને પછી ગરમ પાણીથી નાહી નાંખવું. એવી રીતે ત્રણ દીવસ કરવાથી ખસ જાય છે

૪૪ **ત્રીજો ઉપાય**—મેંદીનાં પાંદડાં વાટી લેપ કરવો, અથવા રતાંજળી ચંદનને મધમા ઘસી લેપ કરવો. અથવા પીનખારો લીંબુના રસમાં ઘુંટી લેપ કરવાથ અથવા ગંધક, મોરથુથુ, કુંવાડના બીજનો ભુકો વાટી કપડછાણ કરી દહીમાં એક દહાડા ઘુંટી લગાવતાં ગમે તેવો ઘોડા ખસ પણ મટી જાય છે

૪૫ **ગાંડવાળાં ગુમડાંનો ઉપાય**-ઝેંઝીની છાલનો ઉકાળો યોગ્ય પ્રમાણમાં પાવામાં આવે તો તે મટી શકે છે. ઓછામાં ઓછા આઠ દીવસ તો આ ઉકાળો પાવો જ અથવા હરડાં બહેડાં આમળાં, ધાણા, સુપરે, એ સરખા ભાગે લઈ ખાંડીને ભુકો કરી એક માટીના વાસણમાં પલાળી એક રાત દહાડો રહેવા દેઈ બીજા રોજ સવારના ગાળી એ પ્રમાણે એક અઠવાડીયું પીવાથી ગમે તેવા ભગંદર અથવા તો વારે વારે નીકળનારાં ખરાબ ગુમડાં મટી જાય છે.

૪૬ **ટાઢીઆ, એકાંતરીઆ તાવ, કાઢવાનો ઉપાય**-ધોળી કરેણનાં મુળ અને આકડાનાં મુળનુ સમભાગે ચુર્ણ કરી તેમાંથી દરરોજ અરધી રતી બે વખત થઇને લેવાથી તાવ જતો રહે છે, ખારૂ ખાટું ખાવુ નહી.

૪૭ **બીજો ઉપાય**—તાવ આવતા અગાઉ (૧૨ કલાક આગમચ) ક્વીનાઇન લીંબુના રસ જોડે લેવાનું શરૂ કરવું, તે એવી રીતે કે ત્રણ

ત્રણ કલાકના છેટે પાંચ ગ્રેન પ્રમાણે લેવાથી તાવ આવતો એકદમ અટકી જાય છે, આ ક્રિયા ચાલુ કરવા પહેલાં એરંડીયાનો જુલાબ લેઇ પછી શરૂ કરવો જોઇએ. પથ્ય, તેલ, અડદ, ધઉં, ખટાશ, મરચું એવા પદાર્થો ખાવા નહી.

૪૮ પગના તળીયાંની બળતરા દુર કરવાનો ઇલાજ--મેંદી અને સુખડના તેલનું મર્દન કરવાથી મટે છે.

૪૯ મોંઢાની ગરમી દુર કરવાનો તથા આવેલા મોંને રૂઝવવાનો ઉપાય—જવાસાના ઉકાળો અથવા કલોરેટ ઓફ પેટાશ ૩૦ ગ્રેન, પરમેગ્નેટ પોટાશ ૫ ગ્રેન, ટાઢા ગરમ પાણી શેર ૧।। માં પીગળાવી તેના કલાક કલાકે કોગળા કરવાથી ગરમી હણાઇ જાય છે. તેમજ બાવળ, ઉબરો, આંબાનાં છોડાં, કાથો અને ફટકડી મેળવી ઉકાળો કરી કોગળા કરવાથી મોની ગરમી દુર થાય છે.

૫૦ શ્વેત પ્રદર અટકાવવાની રીત—સેમળાના ફુલને ઘીમાં તળી ખાવાથી આ દરદ મટે છે. સુ રીસાથી પીવાથી મટે છે.

૫૧ ક્ષયનો ઉપાય-કેળના થડીયાનો રસ કાઢી દરરોજ સવાર સાંજ અને બપોર એ પ્રમાણે દીવસમાં ત્રણ વખત દર ટાઇમે અવોળના પ્રમાણમાં પાવાથી સારૂ થાય છે.

૫૨ સળેખમ (શરદી નો ઉપાય—સળેખમ થએલું જણાય કે તુરત એક તોલો મરીયાં વાટી ઘણાંજ બારીક કરી ચાર તોલા દહીંમાં મેળવી ચાટી જતાં, આખો દીવસ બીજું કંઇ પણ ન ખાતાં ફક્ત શીરો એકલોજ મોડી ભૂખ લાગવા આવે ત્યારે ખાવા, જેથી એક દીવસમાં જ આ નઠારો રોગ નાબુદ થાય છે,

૫૩ ઉલટીનો ઉપાય—પીંપળાનાં લાકડાંને બાળી રાખ કરી તેમાં પાણી નાંખી ડહોળી ઠરવા દેવું, ઉપરનું પાણી નીતારી ગાળી લેઇ તે

---

પાણી પીવા માટે આપવું એટલે વારે ઘડીએ એ પાણી પીવા આપ-વાથી ઉલ્ટી બંધ થાય છે, અને રાઇનું પ્લાસ્ટર છાતી ઉપર મારવું. તેની રીત એવી છે કે રાઈ વાટી ઘુંટીને એક બારીક કપડા ઉપર લપેટી છાતી ઉપર મુકવુ, વધારે બળે તો ઉઠાવી લઇ ફરી મુકવું એ પ્રમાણે ક્રિયા કરવાથી ગમે તેવી ઉલટી નાબુદ થાય છે.

૫૪ ઉટાંટીયાના ઉપાય—ઘોડાવજનું ચુરણ ૫ થી ૨૦ ગ્રેનની માત્રામાં આપવું

૫૫ બીજો ઉપાય—ફટકડી અથવા મીંઢળ । ગર્ભ ઉલટી થવા માટે આપવો,

૫૬ કમળો—કડુનો ઉકાળો પાવાથી દુર થાય છે, તેમજ સોડાબાય કાર્બ અને ખાંડ સરખા ભાગે મેળવી ખાવાથી કમળો દુર થાય છે,

૫૭ અજીર્ણનો ઉપાય—પહેલાં એક હલકો જુલાબ આપવો. પછી રેવંચીનો શીરો ૪ માસા, તજનો ભુકો ૪ માસા, શકિાતરીયો, એળીઓ માસા ૪, તથા વિલાયતી સાબુ ૪ માસા, એ સર્વેને ખુબ બારીક વાટી તેની ૬૦ ગોળીયો બનાવવી. અને તેમાંથી દરરોજ સુતી વખતે ૨થી ૫ સુધી ખાવી, તેથી અજીર્ણ મટી જશે, હલકો ખોરાક ખાવો

૫૮ અફીણના ઝેરનો ઉપાય—ઉલટીઓ કરાવવી અથવા અર-ણીનો રસ ૪ તોલા અથવા કાળીઆ સરસાનાં છોડાંને ઘસીને ચાર તોલા પાઈ દેવો જેથી અફીણનુ ઝેર ઉતરશે

૫૯ આમણ બાહાર નીકળે છે તેનો ઉપાય—સુગરલેડ અને માયાંફળનો ભૂકો સરખા ભાગે લેઇ બારીક ભુકો કરી રાખી મુકવું અને પછી તેમાંથી હંમેશાં ચપટી ભરી નીકળેલા આમણના ભાગ ઉપર ભભરાવાથી છ માસ સુધીમાં આ રોગ જડમુળથી નાશ પામે છે.

૬૦ આંખમાં આંજણી નિકળે છે તેનો ઉપાય—પીંપર તથા ધંતુરાનાં બીજને પાણીમાં ઘસી આંજણી ઉપર લગાવવાં અથવા સીંદુર લગાવ્યાથી પણ સારો ફાયદો થાય છે.

૬૧ આમ પડતા મરડાનો ઉપાય—સુંઠ, અતિવીષ, શેકેલી હીંગ, નાગરમોથ, મીઠા ઈંદ્રજવ, અને ચિત્રાનાં મુળ આ છ ચીજો સરખા ભાગે લેઇ ખાંડી કપડછાણુ કરી ાા થી ાાા તોલા સુધી દરરોજ પાણી જોડે ફાકે તો આમ પડતો મરડો અજાયબ રીતે એકદમ દુર થાય છે.

૬૨ આંખ ગળતી અટકાવવાનો ઈલાજ—સફેદ ખાપરી-આને લીંબુના રસમાં ઓગાળી આંખમાં આંજવામાં આવે તો ગળતી આંખ મટે છે.

૬૩ આંખના ફુલોનો ઉપાય—સફેદ સાટોડીના મુળને બૈરીના ધાવણમાં ઘસી આંજવામાં આવે તો ફુલ જતું રહે છે પણ તે ટુંકી મુદતનું પડેલું જોઇએ.

૬૪ બીજો ઉપાય—સફેદ ચણોઠી અને એખરાનું બીજ અથવા રસ પાણી સાથે ઘસી (મેળવી) તે આંજવામાં આવે તો અઠવાડીયામાં ફુલ ગળી જાય છે.

૬૫ ત્રીજો ઉપાય—ધોળી ચણોઠી, લવીંગ અને સમુદ્રફીન એ ત્રણેને ભેગાં પાણીમાં ઘસી આંજવામાં આવે તો ફુલ ગળી જાય છે,

૬૬ સફેદ વાળ કાળા થાય—સમુદ્રફલ ટાંક ૧, અને ગાયનું ઘી માસા ૬ જો દરરોજ ખાય તો ધોળા વાળ કાળા થાય છે.

૬૭ ઉજાગરો મારવાનો ઉપાય—જે દિવસે ઉજાગરો કર્યો હોય તેના બીજા દિવસે લીંબુનો રસ તો. ૧. અને સાકર તો ૧,

અને પાણી શેર ૦ા મેળવી સરબત બનાવી પીવાથી ઉજાગરાનું ઝેર રહેતું નથી અથવા ગાયના દુધમાં પાણી અને સાકર નાંખી પીવાથી પણ ઉજાગરો દાખવતો નથી.

**૬૮ ઉડતા રોગનો ચેપ દાખવતો નથી તેનો ઉપાય—**એક ગ્લાસમાં થેડાક પાણી સાથે ૦ાા ડ્રામ કપુર અને ૦ા ઔંસ આલ્કોહોલ પીગળાવી તેમાં રાા ઓંસ બાખ્ખો પાયરોલીગ્નીયસ એસીડ ઉમેરવો અને એ પાણી આજારી માણસના ઓરડામાં તથા ઘરના દરેક માણસના હાથમાં રખવાના રૂમાલ પર છાંટવું, તેથી ચેપ લાગશે નહીં.

**કંઠમાળનો ઇલાજ—**૯ ટાંક સીંદુર, ૯ ટાંક મરી, ૯ ટાંક મીઠું આ ત્રણે ચીજોને બારીક ખાંડીને પછી ૦ા શેર મીઠા તેલમાં ૯ ટાંક સાબુ કાતરીને નાંખવા, બા સાબુ બળવા પછી એક રસ થાય, તેમ ઘુંટી નાંખવું અને તેમાં ઉપલી ચીજોનું બારીક ચૂર્ણ ઉમેરવુ અને ઉકાળવું. જેથી ઘુંટતાં મલમ જેવું બનશે આને કંઠમાલ ઉપર લગાડવાથી કંઠમાલનું દરદ મટે છે.

**કાખબલા (બગલનું ગમડું) નો ઉપાય—**ઇંડાંની સફેદી અને કળીચુનો સમભાગે મેળવી ગુમડા પર લગાવી રૂ ચોખ્ખું વળગાડી દેઇ પાટો રાખવો જેથી ફુટી જઇ આરામ થશે.

**કાનમાં ગયેલા જીવડાને તેમ કાનખજુરાને સહેલાઇથી મારી નાંખવાનો ઉપાય**—કાનમાં હરેક જંતુ ભરાયુ હોય તો, એરંડીઉં તથા મીઠું તેલ કાનમાં નાખવાથી જીવડું મરી જઇ ઉપર મેલ સાથે આવે છે. અથવા એળીઓ અને ડમરાના રસને દારૂમાં ઓગાળી કાનમાં ટીપાં

નાંખવાથી જીવડું મરી જઇ મેલ સુદ્ધાં બહાર નીકળી પડે છે. તેમજ કાન ખજુરો કોઇના કાનમાં પેઠેલો હોય તો ખાંડનું પાણી કરી બે ત્રણ વાર નાંખવાથી કાનખજુરાનું પાણી થઇ નીકળી જાય છે એવું ખાંડનું પાણી એ જાનવરના વિરુદ્ધ છે.

૭૨ કાનની તુરતની બહેરાશ દૂર કરવાનો ઇલાજ—ડુંગરીનો રસ કઢાડી તેને ગાળીને ટીપાં ચાર ગાંજ કાનમાં મુકવાથી બહેરાશ મટે છે. અથવા કાળા સર્પની કાચળી તેલમાં ઉકાળી કાનમાં ટીપું પાડવાથી કાનની અંદરની નાની દુખની બંધ થાય છે, તથા તુરતની બહેરાશ પણ ઓછી થાય છે.

૭૩ અતિસાર (ઝાડાનો) ઉપાય—વખમો, જાવંત્રી, કાળાં મરીઆં કુલ ત્રણ મળી ૮ ગ્રેન આપવાથી ઝાડાનું દરદ ઓછું થાય છે,

૭૪ બીજો ઉપાય—શીમળાનો ગુંદર (મોચરસ) ૪૦ થી ૫૦ ગ્રેનના આસરે સાકર જોડે અથવા દહીં જોડે ફાકવાથી અતિસાર મટે છે.

૭૫ ત્રીજો ઉપાય—ગોરખ આંબલીના ગર્ભ તોલો ૧, દહીં સાથે ચટાડવાથી ઝાડો મટે છે. અથવા બીલાના કાચા ફળને ૬ કલાક સુધી શેકી પાવલીથી અડધાભાર સુધીની માત્રાથી આપવાથી ઝાડો મટે છે.

૭૬ ચોથો ઉપાય—બાવળના ઝાડના ગુંદરને મધ સાથે મેળવી ઝાડા ઉપર ખાવામાં આવે છે તથા આંબલી કેરીનો ગુંદર, ઈંડાની સફેદી, જરાક અફીણ એ ત્રણેને મેળવી આ દરદમાં આપવામાં આવે છે.

૭૭ લોહી સુધારવાના ઉપાયો—(૧) ગળોના પાંદડાંનો રસ પાણીમાં નાખી તેમાં ચાર રૂપીઆભાર સાકર મેળવીને ૫ રૂપીઆભાર

એટલું દીવસમાં બે વખત પીવાથી લગભગ ૨૦ દીવસ સુધીમાં લોહી સુધરી સ્વચ્છ બને છે; એટલે ખસ, દાદર, ચાઠાં, ગુમડાં, ફુણુ-ગલી ફોલ્લા વીગેરે બીલકુલ રહેવા પામતાં નથી. વખતે આ પ્રયોગ વધુ દહાડા પણ સેવવા પડે છે. (૨) પારસ પીંપળાના ઝાડની છાલનો ઉકાળો ૩થી ૪ ઔંસ પીવા આપવાથી પણ લોહી સુધરે છે. (૩) સારસા પરિલાનાં મુળીયાં અથવા ઉપલસરી દુધમાં ઉકાળી પીવાથી પણ સારો ફાયદો જણાય છે.

૭૮ માથાની ઉંદરી [ખોડો] ટાળવાની રીત-(૧) જાંબુનો રસ ચોપડવાથો મટે છે. (૨) દરાજનો મલમ માથે લગાવી ચાર કલાક પછી કારબોલીક સાબુથી ધોઇ નાહવાથી ઉંદરી મટે છે.

૭૯ ઉધરસના ઉપાય-ચણોઠીનાં પાંદડાં સાકર સાથે ચાવવાથી ઉધરસ મટે છે, અથવા બદામને પીંપરમીંટ સાથે મેળવી આપવાથી પણ મટે છે,

૮૦ નાનાં બચ્ચાંઓની ઉધરસ ટાળવાની રીત--હરડે, પીંપર અને દ્રાક્ષ એના ચુરણમાં મધ અને માખણ મેળવીને આપ-વાથી ઘણો ફાયદો થાય છે.

૮૧ વહેતુ લોહી (ઘાનું) બંધ કરવાનો ઉપાય-બાવળના પરડાઓના રસને સુકવી ભૂકો કરી નાખેલા ચુર્ણને ઘા ઉપર ભભ-રાવવાથી વહેતું લોહી બધ થાય છે,

૮૨ ગર્ભવાળીસ્ત્રીની ઉલટી બંધ કરવાનો ઉપાય-લવીંગ નાંખી ઉકાળેલું પાણી ઠંડુ પાડી પાવાથી ઉલટી થતી નથી. અથવા લવિંગનુ તેલ ૨ થી ૬ ટીપાં સાકરના પાણીમાં નાંખી આપવામાં આવે તો ઉલટી બંધ થાય છે.

૮૩ **ચુંકનો ઇલાજ**-૭ હરડાંને ખાંડી તેમાં થોડીએક તજ નાંખી શેર ૧ાા પાણી મુકી ઉકાળતાં નવટાંક પાણી રહે એટલે ઉ- તારી પાવાથી બે ચાર સારા દસ્ત આવી પેટનો વીકાર દુર થશે.

૮૪ **ગાંઠવાળાં ગડગુમડનો ઉપાય**-આમલીના કચુકાને પાણી સાથે વાટી ગુમડાં ઉપર લેપ કરવાથી ગુમડું જલદી પાકીને ફાટી જાય છે. (૨) ગુમડાં જલદી પકવવા માટે પુંવાડીયાના છોડનાં પાંદડાં વાટીને તેની પોટીસ બાંધવાથી પણ જલદી ફાયદો જણાય છે. (૩) ખાખરાનાં પાંદડાં ઝીણાં વાટી બાંધવાથી પણ ગુમડાંને વીખેરી નાંખેછે.

૮૫ **બચ્ચાંનો ઝાડો મટાડવાની રીત**-લીંબુના ઝાડની ઝાલનો રસ બકરીના દુધ સાથે આપવાથી ઝાડો મટે છે (૨) જાંબુ- ના રસના સરબતથી પણ ઝાડો મટી જાય છે (૩) હરડે ૦)=ભાર સવારના અને ૦)=સાંજના મળી પાવલી ભાર આપવામાં આવે તો બચ્ચાંનો ઝાડો મટે છે. (૪) લાંબા દહાડાનો ઝાડો હોય તો પણ ખાખરાના ગુદરને બે ત્રણ ઘઉં ભાર આપવામાં આવે તો ઝાડો જલદી મટી જાય છે.

**બચ્ચાંને દાંત ફુટતી વખતે આવતો તાવ**—પુંવાડીયાના છોડનાં પાંદડાંને ઉકાળી તે પાણી ૨ ડ્રામના પ્રમાણમાં આપવાથી તાવ મટી જાય છે.

૮૭ **સંધીવાનો ઉપાય**—કરંજના તેલથી સાંધાવાળા ભાગને માલીશ કરવું તથા સરગવેલના તેલથી માલીશ કરવાથી પણ સારો ફાયદો થાય છે.

૮૮ **દુખતા દાંત બંધ કરવાનો ઉપાય**--લવિંગના તેલમાં રૂનું પુમડું બોળી દુખતા દાંતના થડમાં દાબવાથી ઘણો ફાયદો કરે

છે. તથા આકડાના દુધમાં મધ મેળવી તે દાંત ઉપર લગાવવાથી ફાયદો કરે છે.

દાદરનો અકસીર ઇલાજ—પુંવાડના મુળને પથ્થર ઉપર ઘસી લીંબુના રસમાં મેળવી દદર ઉપર લગાવવાથી દાદર જતી રહે છે.

૯૦ ધંતુરાનું ઝેર ઉતારવાની દવા—ખજુર, દ્રાક્ષ, આમલીનો ગર્ભ, દાડમનાં બીજ, ફાલસાં અને આંબળાં સરખે ભાગે લેઇને તેમને બારીક વાટી તેમાં પાંચગણું પાણી નાંખી ઉકાળીને આપવાથી ઝેર ઉતરે છે.

૯૧ પાચનશકિત વધારવાનો ઉપાય—હંમેશાં લવિંગ ખાવાથી પાચન શક્તિમાં વધારો થાય છે.

૯૨ પીતનો ઝાડો મટે એવો પ્રયોગ—ખાખરાનો ગુંદર એકથી બે રતી માત્રામાં આપવાથી પીત્ત-લોહીનો ઝાડો મટે છે.

૯૩ મરડાનો ઉપાય—જાંબુનાં ફુલ અને છાલનો ઉકાળો મરડો મટાડવામાં ઘણો અકસીર ઇલાજ છે, અને હાલ તે બંગાળા તરફ છુટથી વપરાય છે.

૯૪ વાયુનો ઇલાજ—જવાસાની છાલનો ભુકો સુંઘાડવાથી સારો ફાયદો થાય છે.

૯૫ દુઝતા અર્શ મટાડવાની રીત—હરડે ઉકાળો કે ચુર્ણ પાવો તથા જવાસાનાં ફુલ વાટી ચોપડવાથી અર્શ ખરી પડે છે.

૯૬ કૌવત આપનારી દવા—૧ તોલો કરીયાતુ લેઇ તેને ભોખરૂં ખાંડી ૧૦ ઔંસ ઉકળતા પાણીમાં નાંખવું અને તેને એક

કલાક ઢાંકી રાખવું, પછી ગાળી લેઇ બાટલીમાં ભરી રાખવું; તેને દિવસમાં ત્રણ વખત દર ટાઇમે એક આંસ પ્રમાણે લેવું.

ધાતુ પુષ્ટ ચુરણ--સતાવરીનાં મુળ, કાંસકીનાં બીજ, કૌચનાં બીજ, તાલમખાનાનાં બીજ, ગોખરુ, ચોખા તલ, અને અડદની દાળ આ સાત ચીજો સરખા ભાગે લેઇ ખાંડી બારીક કરવાં. તેમને કપડછાણ કરી તેમાંથી ૫ાા તોલો ફાકી ઉપર ગરમ કરેલું ગાયનું દુધ પીવુ.

૯૮ ધાતુ પુષ્ટ ચુરણ નંબર બીજું—મોચરસ ( રેમળાનો ગુંદર ) અકકલગરો, કાળી મુશળી, ધોળી મુશળી, બહુફળી, ઇંદ્રજવ, મીઠા ગોખરૂ, ગળો સત્વ, સુકાં, વડગુંદાં, કઉચનાં બીજ, ઉતકંટાનાં બીજ, કાંસકીનાં બીજ, તાલમખાનાનાં બીજ, ચણકબાબ, બાવચી એ સર્વે ચીજોને સરખેભાગે લેઇ બારીક ખાંડી વસ્ત્રગાળ ચુરણ કરી તેનાથી બમણી ખાંડ યા સાકર મેળવી બાટલીમા ભરી રાખવું અને તેમાંથી દરરોજ એક હથેળી ભરીને ફાકી મારવી.

૯૯ બંધ પેશાબ છોડવાનો ઉપાય—સુરોખાર તથા ઉદરની લીડીયોને વાટી કપડછાણ કરીને ડુંટી ઉપર લેપ કરે તથા પેટ ઉપર ચોપડે અને તે ઉપર મુળાનાં પાંનરાં બાંધે તો તુરત પેશાબ છુટે.

૧૦૦બીજો ઉપાય--ડુંગરીનાં બીજ, ગોખરૂ, કપાસ, કાકડીનાં બીજ એ સઘળી ચીજો ૨ તોલાને આશરે લેઇ ખોખરાં કરી ૬ શેર પાણીમાં ઉકાળીને પાણી શેર ૧, બાકી રહે ત્યારે તેમાં સાકરની ચાસણી આપીને દરદીને પાવુ, જેથી ૧ કલાકમા પેસાબ છુટે છે.

૧૦૧ ગાજરની પોટીસ—ગાજરને પાણીમાં ઉકાળી નરમ થયેથી કાઢી લેઈ મસળી લુગદી બનાવી ગંધાતાં ધારાં અને ચાંદા ઉપર બાધવાથી ઘણોજ ફાયદો થાય છે.

---

૧૦૨ ડુંગરીની પોટીસ—આ પોટીસ ગાજરની પોટીસ પ્રમાણે બનાવવી. એ ગડગુમડને ઘણી જલદી રીતે પકાવી નાંખે છે.

૧૦૩ ખસખસના પોસ્તની પોટીસ—ખસખસનાં પોસ્ત (ડોડવાં) ને પાણીમાં ખુબ ઉકાળી તેમાં પાઉનો ગર મેળવીને પોટીસ બનાવવી. આ પોટીસથી દરદની વેદના કમી થાય છે.

૧૦૪ કોલસાનો પોટીસ—સાધારણ પાઉની પોટીસ અથવા અળશીની પોટીસમા બારીક કોલસાની ભુકી મેળવી દેવી, આ પોટીસથી ચાંદા યા ધારાંની ખરાબ વાસ દુર થાય છે પણ આ પોટીસ વારે ઘડીએ બદલવી જોઇએ,

૧૦૫ બદગાંઠનો ઉપાય—ઇંડાંની સફેદી સફેદ કપડાના એક કકડા ઉપર લગાવી તેની પટી મારવાથી ગાંઠ બેસી જશે અગર ફાટી જશે

૧૦૬ રતાંધળાનો ઉપાય—મીસરી માખુ તથા જુનો ગોળ એ બન્નેને કાંસાની થાળીમાં સારી પેઠે ચોળી તેમાંથી આંખમાં અંજન કરે તો જેને રાતના ન દેખાતું હોય તે દેખતો થાય અને આંખને ઘણો આરામ થાય છે.

૧૦૭ બીજી રીત—સંદેસરાનાં કુણાં પાનની પાલીને ઝીણું વાટીને આંખે બાંધવી

૧૦૮ ત્રીજી રીત—કંકાડીના ફુલનો રસ ૨૧ દીવસ આંજવો.

ચોથી રીત મરીયાં કે લીંડીપીપર છાણના રસમાં ઘસીને આંજવાથી મટે છે.

૧૦૯ લકવાનો ઉપાય—રેવંચીનો શીરો માસા ૪. સીકાતરી એળીઓ માસા ૪, તજનો ભુકો માસા ૪, અને વિલાયતી સાબુ માસા ૮, એ બધી જણસોને એકઠી કરી કપડછાણ કરવું. તેની

સાત ગોળી વાળવી અને તેમાંથી દરરોજ ૨ થી ૭ સુધી ગોળી સુતી વખતે ગળવી.

૧૧૦ બીજો ઉપાય—રૂમાર્ગ ૮ માસા, સીકોતરીઓ એળીયો ૬ માંસા, હીરાબોળ ૪ માસા, અને એસેન્સ ઓફ પીપરમીટ ટોપાં ૩૦, એ સઘળાં મેળવી કપડછાણ કરી તેમાં પીપરમીંટનાં ટોપાં નાંખીને ગોળી વળે એટલું પાણી નાંખી વટાણા જેવડી ગાળીયો વાળવી. અને તેમાંથી સાંજ સવાર બે માસાના વજને ગોળીયો ગળવી. અને પછી છોલી કાઢેલી રાઈ તોલા ૨ાા ટરપેન્ટાઇન તોલા ૨ાા તથા તજનું તેલ તોલા ૧૦ એ બધાંને મેળવી જ્યાં હાથ પગ રહી ગયા હોય ત્યાં મસળવું.

૧૧૧ લચકનો ઉપાય—૧ મોટો ચમચો મધ અને એક ચમચો મીઠું, અને ૧ ઇંડાની સફેદી એક રસ કરી એક કલાક સુધી ઠરવા દેવું. અને પછી તેને દુખતા ભાગ ઉપર લગાવો મજબુત પાટો બાંધવો.

૧૧૨ ઉધરસનો ઉપાય-ગોળ અને સારો સરકો સરખે ભાગે એક પ્યાલામાં મેળવીને તે ઉપર એક રકાબી ઢાંકવી અને તેને આતશ આગળ ધરવું. જ્યારે આ મેળવણી ગરમીથી એક રસ થાય ત્યારે તેમાંથી દહાડામાં ૪ વખત એક એક ચમચો લેવો.



# દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી

## ની શાસ્ત્રીય પેટંટ—દેશી દવાઓ

અમારાં પેટંટ દવાઓ આજકાલ કરતાં દશ બાર વર્ષથી લોકોના અનુભવમાં આવેલી છે, આ દવાઓ આયુર્વેદનાંથી શોધન કરી અમે ખાસ અનુપાન સાથે બનાવેલી છે. અને જેને લાખો માણસોએ વાપરી આજ સુધી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડોક્ટરો અમારી પેટંટ દવાઓ વાપરે છે. વેપારીઓ જથ્થાબંધ મગાવી વેચે છે એ જ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

**લીવર સોલ્યુશન**—બરોળ, લીવરમાંથી પાકુ કમળો, લોહીની ફીકાશ મટાડે છે. તાવ અને જીર્ણજ્વર મટાડી તાજી સુધારી શક્તી આપે છે. ૪ ઔંસનો બા. ની કી રૂ ૧)

**સારસા પરીલા**—દેશી સારસપરીલાના મુળીયામાંથી બનાવેલું આ સારસાપરીલા વીલાયતી સારસાપરીલા કરતાં હજાર દરજ્જે ગુણમાં ચઢે છે, ગરમી મટાડી લોહી સુધારે છે. ખસ, ખુજલી, ચામડીના વીકારો, ચળ; ચાંદી; વીસ્ફોટક મટે છે. લોહી સુધારી શક્તી આપે છે. ૪ ઔંસ બાટલીની કી રૂ. ૧)

**કફ સીરપ**—આ કફ સીરપ દીવસમાં ૩ વખત પાણી સાથે એકેક ચમચી પીવાથી કફ, ઉધરસ, છાતીના દુઃખાવા મટે છે. નબળાઇ મટાડે છે, ૪ ઔંસ બાટલીની કી. રૂ, ૧)

**ટોનીક સીરપ**—નબળાઇ મટાડી શક્તિ આપે છે, શરીરના દુઃખાવા; ધાતુની નબળાઇ અને અશક્તિ મટાડે છે. બા. ૧ રૂ. ૧)

---

## હીસ્ટીરીઆહર પીલ્સ

સ્ત્રીઓને જુવાન વયમાં આ રોગ લાગુ પડે છે. પછાડ આવે એ ભાન થઇ મોંડે ફીણુ આવે, હાથ પગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ધુણે ને લવારી કરે છે, કેટલાક ભુતના વહેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે. આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ વઈ, મુર્છા, અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે, એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કીં રૂ. ૨—૦—૦ અનુપાનની કીં રૂ. ૨ મળી રૂ. ૪—૦—૦ સુંઘવાની ડબી રૂ ૧ ની મફત મળશે.

## હરસનાશક ગુટિકા

આ દવાથી ગમે તેટલી લાંબી મુદતના હરસ હશે, લોહી પડતું હશે કે સુકા હશે એને કોઇ પણ ઉપાયે મટતા નહિ હોય. ઘણી દવાઓ કરી કંટાળ્યા હશો, ઓપરેશન કરાવી થાકયા હશો તોપણ આ દવાથી તમને હરસ મટશે, દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તે તો એક જ દિવસમાં મટી જશે. આ દવા હરસ ઉપર એટલી ગુણકારી જણાઇ છે કે તેનાથી હજારો માણસોએ પોતાનું હરસનું દરદ નાબુદ કર્યું છે. આ સંબધી સેંકડો સર્ટીફીકેટો મળ્યાં છે. કીં, રૂ. ૩—૦—૦ અનુપાનના ડબાની કીં રૂ. ૨) આ દવા અનુપાનના ડબા સાથે ખાવાથી એકદમ વધુ ફાયદો કરે છે.

ઉપદંશ અને ગરમીની ગોળી—૧ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી ગરમી, ઉપદંશ, પેશાબે લાહ્ય બળતી મટે છે, ૪૦ ગોળીની કીં, રૂ. ૧)

---

**ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શકિત નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

## શકિત વર્ધક—ટૉનાક પીલ્સ

આ દવાથી શરીરમાં શકિત આવે છે. ફાટ. ચુસ. કળતર, અશકિત, હાંફ ચઢવો, કમર દુખતી મટે છે. મગજને ઠંડક આપે છે અને શરીરમાં નવી શકિત ઉત્પન્ન કરે છે, ધાતુગત દોષો મટાડી, ખરૂ પુરૂષત્વ બક્ષે છે. પેશાબ, કે ર.તે કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે. અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવાને બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી, અને બાળલગ્નથી ઘણા યુવાનપુરુષો નિસ્તેજ અને વીર્ય વિહીન થઇ ગયેલા હોય છે. તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એક વાર વાપરી જોવી, ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કીં, રૂ ૧; ત્રણની કીં રૂ. ૨–૧૦–૦ આ દવા જીવન સાથે વાપરવાથી વધુ ગુણ કરે છે.

## પ્રમેહ નીવારણ પીલ્સ

આજકાલ સેંકડો માણસોને પ્રમેહનો રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલા હોય છે, તો કોઇને મધુપ્રમેહ પેશાબે અગન બળે છે; ધાતુ જાય છે; કોઇને મીઠો કે સાકરીઓ મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઇ તેનાથી રીબાતા

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

હોય છે જો તમને પ્રમેહ કોઈપણ પ્રકારનો પરમીપો; કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારો પ્રમેહપીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે, તમને પણ મટશે જ, પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી છે. ડબી ૧ ની કીં રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીં રૂ. ૨ દવા એક માસ ચાલશે.તેથી જરૂર આરામ થશે હજારો સર્ટીફીકેટો મળ્યાં છે પ્રમેહ માટે આ દવા ખાત્રીવાળી અનુભવ સિદ્ધ છે.

**વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાં જ દવાખાનું.**

## અમૃતજીવન ( રજીસ્ટર્ડ )

આ દવા શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. તેનાથી, અજીર્ણ; અતિસાર હિસ્ટીરીઆ, ઉધરસ; ગરમી, ઉલટી વા, કમળો, કેડનો દુઃખાવો બંધકોશ, નબળાઈ, કોલેરા, કૃમીયા, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક, તાવ; દમ; દાંતનો દુઃખાવો; ઉંદરને હડકાયા કુતરાનું ઝેર; કંઠમાળ; દાઝવું; વગેરે લગભગ તમામ દરદો જુદા જુદા અનુપાનથી મટે છે અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લે છે, કીં. રૂ. ૧

**બાળકોને ભણવામાં હોંશિયાર,ચાલાક,અને બુદ્ધિમાન કરવાં હોયતો**

## મેમોરાઇન ( રજીસ્ટર્ડ )

નાના બાળકોને નાનપણથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદસ્તી વધે છે. કોઈ પણ અઘરા વિષયો સ્હેલથી શીખી શકે છે. તેમનું મગજ ઠંડુ રહે છે. જ્ઞાનશક્તિઓ ખીલે છે; ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે. અઘરા વિષયો સ્હેજવારમાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. કીં, રૂ. ૨

---

**દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસની દવાઓ**

## કેટલીક વધુ શાસ્ત્રીય દવાઓ.

**વૃદ્ધગંગાધર ચુર્ણ**—આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો દીવસમાં ૩ વખત છાસ સાથે લેવાથી ઝાડા બંધ થાય છે, પાચનશક્તિ વધારે છે, ( શા. સં. ) પાશેરના ૦–૮–૦

**પાચન મંદાગ્નિ ટીકડી**—૨ થી ૩ ટીકડી દીવસમાં બે ત્રણ વખત લેવાથી ખાધું પચી જાય છે, ભૂખ લગાડે છે, મંદાગ્નિ મટાડે છે. ૧૦૦ ટીકડીનો રૂ. ૧]

**મેદવાયુનો ગોળીઓ**—૨ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી મેદવાયુ મટે છે, શરીર પાતળું થઇ શક્તિ વધે છે, હાંફ મટે છે, ચરબી ઓછી થાય છે, ૪૦ ગોળીની કીં. રૂ ૧

**પુનર્નવાદી મંડુર**—સોજા, ફીકાશ, પાંડુરોગ, કમળો બરોળ મટી લોહી સુધારે છે. તો. ૧ ની કીં. રૂ, ૨)

**અગસ્થસ્ત્ય હરીતકી અવલેહ**—( હરડેનો શાસ્ત્રીય મુરબ્બો ) ગુણ હરીતકી અવલેહ પ્રમાણે-જેમાં આખી હરડે હોય છે. ઉદરસ, દમ, હરસ, ક્ષય, દમ મટાડે છે સવારે ૧ તો. હરડે ચાટણ અને દુધ સાથે લેવું. રતલની કીં રૂ. ૩) દવે ફાર્મસી-અમદાવાદ.

## દમરોગ નીવારણ ગુટીકા

આ દવાથી ઘણા માણસોના જુના દમના રોગો મટયા છે; તેનો ઉપયોગ કરવાથી શ્વાસ નિયમસર ચાલે છે. ફેફસાંને તંદુરસ્ત બનાવેછે. અને શ્વાસ કે ઉદરસ ચઢતી બંધ થાયછે. દમ મટેછે. ખવાય છે. દસ્ત ખુલાસે થાય છે ને ખાધુ પચે છે, તેની કીં, રૂ. ૩ ] અનુપાનની કીંમત રૂ. ૨ )

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

## પેનહરબામ

આ બામ ચોપડવાથી—માથાનો દુ:ખાવો; વા; ચરકા; કળતર તરતજ મટે છે. સંધિવા ઉપર ગુણકારી છે કીં. ૦—૮—૦

## ઇન્ફ્લ્યુએન્ઝા મીક્ષ્ચર

ગમે તેવા તાવ ને ઇન્ફ્લ્યુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે ૨૪ કલાકમાં ઇન્ફ્લ્યુએંઝાનો તાવ મટાડે છે રૂ. ૧ )

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવવાથી તરત વાળ ખરી પડે છે લાહ્ય કે બળતરા બળતી નથી, વાળ ઘણી લાંબી મુદ્દત સુધી ઉગતા નથી ચામડી નરમ ને સુંવાળી રહે છે કીં. ૦—૮

## દાઝયાનો મલમ

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી મટે છે કીં. રૂ ૦ા

## ઉન્માદહર ગુટીકા

આ દવાથી ગાંડપણુ વધ અને ચકરં મટે છે. કીં. રૂ. ૨)

**ખસની દવા**—ગમે તેવી ખસ ફોલ્લા અને લુખસ મટે છે. રૂ. ૦ા

## વધરાવળ ગુટીકા

આ દવા ખાવાથી વધરાવળ સારઞુગાંઠ ઘણા માણસોને મટી છે, કી રૂ. ૨) મલમની કીં રૂ. ૦ાા

## જુલાબની ગોળી

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરમી બળતી નથી, ચીણુંચુંટા થતા નથી અને મળ સાફ થાય છે. ડબી ૧ ની કીં. રૂ. ૦ાા

## ખરજવાનો મલમ

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ

તે તથા હાડગંભીર આ દવાથી મટે છે, ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ની કીં. રૂ. ૦॥

## કોલેરા પીલ્સ

ગમે તેવા કોલેરા, ઝાડો, ઉલટી અને ગોટલા ચઢતા હોય, માતાનું થયુ હોય તેને આ દવા તુરતજ મટાડે છે. કીં રૂ. ૧

## દંત મંજન

દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમા સણુકા નાંખતા હોય અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંત મંજન, દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતના તમામ દરદો સણુકા અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે કીં ૦॥

## જ્વરહર પીલ્સ—તાવની ગોળીઓ

ગમે તેવો ન ઉતરતો તાવ: રોજીયો; એકાતરીયો ચોથીઓ, ટાઢીઓ જીર્ણજ્વર, વિષમજ્વર, મેલેરીઆ; ટાઇફોઇડ, ઇન્ફ્લુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાં જ મટાડે છે, કોઈપણ તાવ માટે અતિ ઉમદા દવા છે. કીં. રૂ. ૧)

## વિસ્ફોટક નીવારણ પીલ્સ

વીસ્ફોટક, મસા ને ચાંદી ઉપર ઘણીજ ગુણ દાયક છે. શરીરે ગરમી ફુટી નીકળવી, ચાંદી પડવી, હાથે પગે કે શરીરે ચકામાં પડી જવાં, વિગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. હજારો વિસ્ફોટકના રોગીઓ આ દવાથી સારા થઇ ગયા છે. આ દવાથી તમારો ગરમીનો રોગ મટશે. ને લોહી સુધરશે લો.હી સુધારી શરીરમા શકિત આવશે. ડબી ૧ ની કીં રૂ ૨ અનુપનની કીં રૂ ૨

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

**આંબળાનું તેલ** આ આંબળાનું તેલ સુવાસીક વાળના મુળને મજબુત કરી વાળ વધારે છે. મગજે ઠંડક આપે છે તલના તલમાં દેશી વસાણાંને આંબળાં મેળવી બનાવ્યું છે. રતલની કીં રૂ. ૧-૮-૦

**દિલરંજન હેર ઓઇલ**—આ તેલ અત્તર જેટલું સુવાસીક વાળ વધારનાર અને ઠંડક આપનાર છે બા, ૧ ની કીં રૂ. ૧-૦-૦

**બ્રાહ્મી તેલ**—આ તેલ માથામાં નાંખવાથી મગજે ઠંડક આપે છે. મગજની શકતી વધારે છે વાળ સુંવાળા થાયછે. આંખે ઠંડક આપી આંખનું તેજ વધારે છે બુદ્ધી વધારે છે. પાઉંડની કીં રૂ ૧-૪

**સાચા મોતીનો સુરમો**—નંબર ૨-ગુણ ઉપર પ્રમાણે તો. ૧ ની કીં રૂ ૧)

## ક્ષયહર પીલ્સ

આજકાલ ઘણા માણસોને ક્ષયના રોગો લાગુ પડયા પછી જો તરત જ દવા ચાલુ કરવામાં આવતી નથી, તો પાછળથી અસાધ્ય થઈ જતાં દરદી મરણને શરણ થાય છે, માટે આ દરદ લાગુ પડતાં જ અમારી દવાનો ઉપયોગ કરવા ભલામણ છે તેનાથી ક્ષય મટે છે. સુકી ઉદ્દરસ ને જીર્ણ તાવ મટે છે અને કકડીને ભુખ લાગે છે, શરીર મજબુત બને પડે છે. અને શકિત આવે છે. ઘણા દરદીઓ આ દવાથી બચી ગયા છે. તેની ૧ ડબીની કીં રૂ ૩. અનુપાનનો ડબો રૂ ૨

## રાજવંશી ચાકુતી

ધાતુગત તમામ રોગો મટાડી ખરૂ પુરુષાતન અને શક્તિ આપી ધાતુના વધારો કરી, નસોની શીથલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે. નપુંશકપણાને પ્રાપ્ત મનુષ્યોને આશિર્વાદ સમાન છે. ઘણાએ અજમાયશ કરી છે. ડબી ૧ ની કીં. રૂ ૫

## નપુષકત્વારી લેપ.

આ લેપ લગાવવાથી નસો સતેજ થાય છે અને ધાતુની નબળાઇ મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે કીં ડબી ૧ ની રૂ. ૩)

## બરોળની ગોળીઓ.

આ દવાથી બરોળ, પંડુરોગ, શરીર પીળુ પડી જાઇ ધોળી પુણી જેવું થવું, કમળો કમળી; કલેજામાં થએલો લોહીનો જમાવ, મંદાગ્નિને કલેજાના બીજા રોગો તથા હાથ પગને પેટના સોજા મટે. કીં રૂ. ૧)

## બાધીર્ય તેલ.

કાનમાં થતા તમામ દરદો, કાન પાકવો. સણકા નાંખવા ગણગણાટ થવો અને બ્હેરાપણ આ તેલનાં બબે ટીપાં કાનમાં નાંખવાથી મટી જાય છે. કીં રૂ, ૧)

## બાલામૃત.

બળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર પાવી રૂ. ૦ાા

## સોવેરિન.

આ દવામાં સુવર્ણ. સાચાં મોતી, કસ્તુરી, અંબર ચંદ્રોદય, જેવી કીંમતી વસ્તુઓ પડે છે આ દવાના ઉપયોગથી ગમે તેવા શકિતહીન અને ધાતુહીન થએલા માણસોને નવી જુવાની અને શક્તિ પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુરવઠો વધારો થાય છે. વળી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે, સિથિલ થએલી ઈંદ્રિઓ બળવાન અને સખત થાય છે, પ્રમેહ મટે છે; દમ; સંગ્રહણી; ક્ષય; જીર્ણજવર પણ મટે છે. શરીર નિરોગી અને બળવાન થઇ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. કીં રૂ. ૧૫-૦-૦

## અફીણનાશક ગુટી

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે. ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી; અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકસાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે, ડબી ૧ ની કીં રૂ. ૨.

## જયગુટિકા

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ–અટકાવ ન આવતો હોય તેને અટકાવ આવે છે; અનિયમીત અટકાવ આવતો હોય; અને તે વખતે દુઃખ પેડામાં થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે, અને પીડા મટાડે છે. કીં રૂ ૧ ત્રણની રૂ. ૨ા=

## દીલરંજન હેર ઓઇલ

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાંખવાથી તેની સુગધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી. કીં.રૂ. ૧

## વન્ધ્યા પીલ્સ

વંધ્યા સ્ત્રીને–જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા જીવતી ન હોય તેવી વધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભાશય સુધરી ગર્ભ ધારણ થાય છે, અને પ્રજા થાય છે, તે દીર્ઘાયુ થાય છે, ડબીની કી. રૂ. ૪ અનુપાનની કીં. રૂ ૨.

## નેત્રફુલહર પીલ્સ

આંખમાં પડેલું ફુલ; ઝાંખ; છારી; પડળ; પરવાળાં રતાંધળાપણું અને મોતીઓ પડયો હોય, તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે આંખના કોઈ પણ રોગ; ખીલ પડવા; આંખ દુઃખવી; પાંપણો ગળી જવી; વિગેરે વ્યાધિઓ દવાથી મટે છે. કીં,રૂ ૧

## હેરઓઇલ ઓઇલ

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતીની દવાઓ નાંખી બનાવેલું છે; અત્યંત સુગંધીદાર હોવા છતાં તે લગાવવાથી વાળ ખરી પડતા નથી વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તે ઉગાડી લાંબા વધારી સુંવાળા નરમને કાળા ભમર જેવા બનાવે છે કી.રૂ ૧

## સર્વ વ્યાધિહર ગુટિકા

જુદા જુદા અનુપાનથી આ દવાનો ઉપયોગ કરવાથી અનેક દરદોનો સમુહ મટે છે, શક્તિ ને બળ આપે છે તેનાથી તમામ પ્રકારના તાવ, ઝાડા; હરસ; સન્નિપાત ખાંશી; દમ; પાંડુ, કમળો; ચુંક; ગોળો; કંઠમાળ, ઉપદંશ; પ્રમેહ; કોઢ; રતવા; ધાતુક્ષય સંધિવા વગેરે અનેક દરદો મટે છે કીં રૂ. ૩-૦-૦

## આઇડ્રોપ્સ

દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે કીં રૂ. ૧

## ઝાડા ને મરડાની ગોળી

ઝાડા ને મરડા આ ગોળીઓથી મટે છે; ગમે તો લોહી કે પરૂ; ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તોપણ આ દવાથી મટે છે રૂ ૦ાા

## સીરપ ઓફ વસાકા

**અરડુશીનું સરબત**—આ સરબત સ્વાદિસ્ટ અને ગુણકારી છે આ સરબત પીવાથી, ક્ષય, દમ, ઉધરસ, રક્તપિત્ત, ખાંસી, સસણી, વરાધ, જીર્ણજ્વર, ખાત્રીથી મટે છે. ક્ષયને મટાડવામાં અરડુશીને આપણાં દેશી શાસ્ત્રોએ વખાણી છે તો આ દવાથી ઉધરસ,

ગમે તેવી ઉધરસ છાતીનો દુઃખાવો, કફ, ફેફસાંનો વ્યાધિ મટે એમ નવાઈ શી ? કીં રૂ. ૧ા ડોકટરો અને વૈદ્યો ઘણું વાપરે છે.

## સારપ ઓફ બ્રાહ્મી

બ્રાહ્મીનું સરબત—ગાંડપણ અને ઉન્માદને મટાડનાર ઉત્તમ ઔષધ, મગજની અસ્થિરતા હીસ્ટીરીઆ, વાઈ, ફેફરૂં, ગાંડાપણું, મગજનું ચસકી જવું, યાદદાસ્ત ઘટી જવી, ઉંઘ ન આવવી વિગેરે દરદોમાં આ સારપ રામબાણ કામ કરે છે, કીં રૂ. ૧ા

## ઉદરસ નિવારણ પીલ્સ

આ દવાથી ઉદરસ એકજ દીવસમાં મટે છે તેથી ખાંસી, ઉદરસ કફ પડતો હોય, ઘણી દવા કરવાથી ન મટતું હોય તો જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં રૂ ૧ ]

ઘાતેલ—વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડ્યો હોય લોહી બંધ ન થતુ હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઈ જલ્દી રૂઝ આવી જાય છે. કી. ૦—૮—૦

## એગ્યુમિકસ્ચર

તાવને માટે અકસીર ઈલાજ ગમે તેવો તાવ એકજ દીવસમાં અટકે છે. તેથી ટાઢીઓ, ચોથીઓ રોજનો કે એકાંતરીઓ તાવ અને જીર્ણજ્વર મટે છે શક્તિ આવે છે. બાટલી ૧ ની કીં ૦—૧૨ જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં રૂ. ૧ )

ઘાતેલ—વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડ્યો હોય લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલ્દી રૂઝ આવી જાય છે. કીં ૦—૮

## સૌંદર્ય તેલ

આ તેલ ખળીઆનાં ચાઠાં ઉપર લગાવવાથી ચાઠાં જતાં રહે છે ને ચામડી સાફ થઇ સુંદરતા વધે છે રૂ. ૨

## સાચા મોતીનો સુરમો નં. ૨

આંખનું તેજ વધારી આંખોના દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે તોલા ૧ ની કીં રૂ. ૧—૦

## દીલપસંદ વોટર.

આ સુગંધીદાર વોટર મુખપર લગાવવાથી મોં ઉપરના ખીલ ફેરોળીઆ વિગેરે મટાડે છે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે; કીં, રૂ. ૦-૮-૦

## વાતહર પીલ્સ.

ગમે તેવા વા, સંધિવા, પક્ષાઘાત, હાથપગનું રહી જવું; સાંધાનું જકડાઇ જવું; ફાટ, ચુસ, શૂળો, ભોકાવી, કેહેડો રહી જવી, વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટી ગયા છે, જેને છ છ મહીના હીંડાયા ચલાયા વગર ખાટલે પડી રહેવુ પડેલું તેવા દરદીઓ ઉઠી સાજા થઇ ગયા છે આ દવાના દરદીને આશીર્વાદ સમાન છે. ડબી ૧ ની કીં રૂ, ૨. અનુપાનની કી રૂ. ૨ ચોપડવાની બા,રૂ.૧

## સંગ્રહણી પીલ્સ.

સંગ્રહણી અને ઝાડાના દરદીને માટે આ દવા રામબાણ ઉપાય છે, ખાધું ન પચવું; વારવાર ઝાડા થવા, શરીર સુકાઇ જવું; પાણી

લાગવુ, અને અનેક ઝાડા સંબંધી દરદોને આ દવા મટાડે છે, તેનાથી અન્ન ખવાસે, ભૂખ લાગશે પચીને દસ્ત સાફ થશે, શરીરમાં લોહી ને શક્તિ વધશે ને ઝાડા મટશે. ખાસ અજમાવી જોવા ભલામણ છે કીં રૂ ૨) અનુપાનના ડબાની કીં. રૂ. ૨ મળી રૂ. ૪)

## શરીરનું લોહી સુધારી ગરમીને મટાડનાર

## અમૃતપાન

શરીરે ગરમી નીકળવી, ખસ, ફોલ્લા, ગુમડાં. ચાંદાં પડવાં, મે આવવું. લુખમ, શરીર કાળું પડી જવુ, તપારો વિગેરે ગરમીના તમામ રોગ મટાડી લોહીને સુધારી નવુ જીવન આપે છે, ઉપરાંત વા, કફ, તાવ, પ્રમેહ, વા, સાંધા રહી જવા એ દરદો મટી જાય છે ને શક્તિ આપે છે, બાટલી ૧ ની કીં રૂ, ૨) ત્રણની રૂ. ૫)

પ્લેગકીલર–આ દવાથી ઘણા પ્લેગના દરદીને ફાયદા થાય છે પ્લેગ થયા હોય તો તરત મટે છે, દવા પીનારને પ્લેગ થતો નથી. કીમત રૂ ૦–૮–૦

માથાનો પાવડર–ચપટી સુંઘવાથી ગમે તેવું માથું ચઢયું હોય છે તો ને આધાશીશી વીગેરે પણ મટી જાય છે. કીં. રૂ. ૦–૮–૦

સુખશાંતિ લેપ––ગમે તેવું ગડગુમડ, મરની ગળી થતું હોય ને રૂઝ ન આવતી હોય તો આ મલમથી તરતજ મટી જઇ રૂઝ આવે છે. રૂ, ૦–૮–૦

